પહેલી આવૃત્તિ વખતના

# બે બોલ

અખાના વેદાંતસિદ્ધાંતોને સળંગ અને વ્યવસ્થિત રૂપે રજૂ કરનાર તો એણે રચેલ 'અખેગીતા.' 'અનુભવબિંદુ'માં એ જ સિદ્ધાંતો સંક્ષિપ્ત રૂપે રજૂ થયા છે. આ બે ગ્રંથોમાં વસ્તુ-નિરૂપણની જે સુંદર વ્યવસ્થા છે તેનો અભાવ અખાના છપ્પામાં છે. છપ્પામાં અંગો પાડેલાં છે, છતાં નિરૂપણરીતિ એટલી કઢંગી ને ભેળસેળવાળી છે કે સિદ્ધાંતો તારવી કાઢવા માટે નવેસરથી વ્યવસ્થા કરવી પડે. આ દૃષ્ટિએ 'અખેગીતા' અને 'અનુભવબિંદુ' જ અખાને બરાબર સમજવામાં–પચાવવામાં સૌથી વધારે મદદરૂપ બને તેમ છે. બન્ને કૃતિઓ અખાએ પાકટ વયે લખી હોવાનો પૂરો સંભવ છે.

'અનુભવબિંદુ' ન. દે. મહેતા સંપાદિત 'અખાકૃત કાવ્યો'માં તથા સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી પ્રકાશિત 'અખાની વાણી'માં છે. વળી ગુજરાતના બે સમર્થ વિદ્વાનોને હાથે 'અનુભવ-બિંદુ'નું સંપાદન થઈ ચૂક્યું છે. એમાંના એક તે સાક્ષરરત્ન કેશવલાલ હર્ષદરાય ધ્રુવ અને બીજા પ્રો. રવિશંકર જોષી. 'અનુભવ-બિંદુ'નો અભ્યાસ કરનાર–કરાવનાર સૌ આ બે પંડિતોની જ આવૃત્તિઓ વાપરતા આવ્યા છે. એમાંથી જેમાં અખાનું તત્ત્વચિંતન આલેખાયું છે એવા આમુખ અને વિસ્તૃત ટિપ્પણ સાથેની પ્રો. જોષીની આવૃત્તિ છેલ્લાં બેત્રણ વર્ષથી અલભ્ય બની છે અને સ્વ. કેશવલાલભાઈની આવૃત્તિ પણ હવે કદાચ મળવા સંભવ ઓછો છે, તેથી એક નવી આવૃત્તિને અવકાશ છે એમ માની આ સાહસકાર્ય કર્યું છે.

સ્વ. કેશવલાલભાઈ તથા પ્રો. જોષી સાહેબની વિદ્વત્તા અને પાંડિત્ય સુપ્રસિદ્ધ છે. પણ એ બન્ને સંપાદિત આવૃત્તિઓ વર્ગમાં વાપરતી વખતે અમને બન્નેને એમાં સુધારવા–વધારવા જેવું ઘણું લાગ્યું અને તેને આધારે ફાર્બસ ગુજરાતી સભામાંથી કૃતિની ચારેક હસ્તપ્રતો મેળવી વાચના તૈયાર કરીને કૃતિનાં નામરૂપ વગેરેની ચર્ચા સાથે ફા. ગુ. સ. ના ત્રૈમાસિક એપ્રિલ–જૂન ૧૯૬૪ માં પ્રસિદ્ધ કરી. તે પછી એના ટિપ્પણની માગ ઊભી થઈ અને તે સંતોષવાનો પ્રયત્ન અમે અહીં કર્યો છે.

પાઠોની બાબતમાં આ આવૃત્તિમાં ઝાઝો ભેદ જણાશે. અખાને માત્ર 'અનુભવબિંદુ' પરથી જ નહિ પણ એની બીજી રચનાઓની મદદ લઈને બને તેટલો સારી રીતે સમજવા અને સમજાવવા અમે પ્રયત્ન કર્યો છે. પરિણામે આગલા વિદ્વાન સંપાદકો સાથે થતો સ્પષ્ટીકરણનો ભેદ તત્કાળ લક્ષમાં આવશે. પણ સ્પષ્ટીકરણ પછી અમે આપેલ ટિપ્પણમાં અખો જ અખાને સમજાવે તે સારું એમ ગણી અખાની અન્ય કૃતિઓમાંથી સરખામણી માટે પુષ્કળ ઉતારા અમે આપ્યા છે અને અમને આશા છે કે આ આવૃત્તિ અખાના અભ્યાસમાં અત્યંત અનુકૂળ બનશે.

'અનુભવબિંદુ'ના પ્રકાશક બનવાનું ફાર્બસ ગુજરાતી સભાએ સ્વીકાર્યા બદલ એ સંસ્થાના અમે આભારી છીએ. શ્રી ઉમાશંકર જોષી સંપાદિત 'અખાના છપ્પા,' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય પ્રકાશિત 'અખાની વાણી' તથા ધ્રુવસાહેબ ને જોષી સાહેબ સંપાદિત 'અનુભવબિંદુ'ની આવૃત્તિઓનો અમે ઉપયોગ કર્યો છે. એ સૌના અમે ઋણી છીએ.

તા. ૧૮–૧૨–'૬૪

# બીજી આવૃત્તિને ટાણે

આ નવી આવૃત્તિમાં અનેક ફેરફાર કર્યા છે. પ્રસ્તાવનામાં ઉપયોગમાં લીધેલી હસ્તપ્રતો અંગે સંક્ષિપ્ત માહિતી આપી છે અને તે ઉપરાંત 'અખાનું કવિત્વ' અને 'અનુભવબિન્દુનો છંદ' એ બે મુદ્દા ઉપર માર્ગદર્શક નોંધ ઉમેરી છે. વાચનામાં સંપાદન માટે ઉપયોગમાં લીધેલી હસ્તપ્રતોના જ પાઠ પાદટીપમાં પણ લીધા છે. હસ્તપ્રતોની જોડણીમાં ઝાઝા ભેદ હોવાથી તે છોડીને એકધારી જોડણી જ મોટે ભાગે સ્વીકારી છે. એથી વાચન ક્લેશકર બનતું નથી અને અર્થગ્રહણના કાર્યમાં સરળતા પણ થાય છે. હસ્તપ્રતોની વાચનામાં છંદોભંગ ઠેકઠેકાણે થતો હતો એટલે વધારાના શબ્દોને કૌંસમાં મૂકી, એકબે સ્થળે શબ્દોની આનુપૂર્વી ફેરવી, છંદદૃષ્ટિએ અને પ્રાસદૃષ્ટિએ વાચનાને બરાબર કરવા અમે બનતો પ્રયત્ન કર્યો છે સ્પષ્ટીકરણ ટૂંકાવીને તે તે છપ્પાની નીચે જ આપ્યું છે જેથી અધ્યયન–અધ્યાપન સુગમ બની શકે. આ સંપાદનમાં પણ અમારું મુખ્ય ધ્યેય તો યોગ્ય અર્થઘટન જ છે. એ કારણે સ્પષ્ટીકરણમાં કેટલેક સ્થાને ફેરફાર કર્યા છે. પાઠ-ભેદો નોંધતી વખતે જોડણીની લાક્ષણિકતા અને અર્થભેદને મહત્ત્વ આપ્યું છે. અગાઉ નોંધાયેલા સંપાદિત આવૃત્તિઓના પાઠ છોડી દીધા છે.

ટિપ્પણમાં પણ થોડા ફેરફાર કરવા ઠીક લાગ્યા છે. ક્યાંક ઉમેરા પણ છે. પરિશિષ્ટો વધ્યાં છે. પહેલા પરિશિષ્ટમાં નોંધપાત્ર દૃષ્ટાન્તો ને થોડા શબ્દો લીધા છે. બીજામાં, 'અખાના છપ્પા'માંથી 'અનુભવ' શબ્દ જેમાં મળતો હોય તેવા કેટલાક છપ્પા આપ્યા છે. ત્રીજામાં, તુલનાત્મક અભ્યાસ માટે અખાના સમકાલીન કવિ

ભાણદાસે રચેલ અને અત્યાર સુધી પ્રસિદ્ધિ નહીં પામેલ 'અજગર-અવધૂત સંવાદ' લીધો છે. ચોથામાં, મણિલાલ નભુભાઈ તથા ગાંધીજીનાં લખાણોમાંથી લીધેલાં અવતરણો કાયમ રાખ્યાં છે.

આ નવી આવૃત્તિને આમ અનેક રીતે વધુ ઉપયોગી બનાવવા અમે મહેનત કરી છે અને અમને આશા છે કે સૌને આ આવૃત્તિ પૂરતો સંતોષ આપી શકશે.

ડૉ. હરિવલ્લભ ભાયાણી, શ્રી ઉમાશંકરભાઈ, મુરબ્બીશ્રી રામભાઈ બક્ષી, ભાઈ ભૃગુરાય અંજારિયા વગેરેનો એમની ટીકા તથા સૂચનો માટે આભાર માનીએ છીએ.

માત્ર એક જ સપ્તાહ જેટલા ટૂંકા સમયમાં ખૂબ સંતોષકારક રીતે છાપવાનું બધુંય કામ પતાવી આપવા બદલ અમે 'ધી યશવંત પ્રિન્ટિંગ પ્રેસ'ના માલિક શ્રી યશવંતભાઈ ભુટાલાનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. એમની નિષ્ઠા, કાળજી, ચોકસાઈ અને સૌથી વધારે તો વિદ્વાન લેખકોને શક્ય તેટલી બધી સેવા આપવાની તત્પરતા પ્રશંસાપાત્ર છે. પ્રેસના સૌ કાર્યકરોના ઉત્તમ સહકાર માટે તે સૌનાં પણ અમે ઋણી છીએ.

મુંબઈ,  
ફેબ્રુઆરી, ૧૯૬૯.

અનસૂયા ત્રિવેદી  
ભૂપેન્દ્ર ત્રિવેદી

# અનુક્રમ

## અભ્યાસદૃષ્ટિએ મહત્ત્વનાં સંપાદનો

**અખેગીતા**—પ્રસ્તાવના, પાઠાંતરો, સમજૂતી, ટિપ્પણ તથા શબ્દકોશ સાથે. સં. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી.
કિ. રૂા. ૨–૫૦

**જ્ઞાનગીતા** (નરહરિકૃત)—પ્રસ્તાવના, પાઠાંતરો, વિસ્તૃત ટિપ્પણ ને શબ્દકોશ સાથે. સં. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી અને ડૉ. અનસૂયા ત્રિવેદી.
કિ. રૂા. ૨–૧૦

**મીરાંનાં પદો**—પ્રસ્તાવના, પાઠાંતરો તથા ટિપ્પણ સાથેનો ૪૦૦ ઉપરાંત પદોનો મૂલ્યવાન સંગ્રહ. સં. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી.
કિ. રૂા. ૪–૫૦

**પૃથ્વીચંદ્રચરિત્ર** (માણિક્યસુંદરસૂરિવિરચિત પ્રાચીન ગુજરાતી સાહિત્યની એક વિશિષ્ટ ગદ્યકૃતિ) પ્રસ્તાવના, પાઠાંતરો, અર્વાચીન છાયા અને વિસ્તૃત ટિપ્પણ સાથે. સં. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી તથા ડૉ. અનસૂયા ત્રિવેદી.
કિ. રૂા ૮–૦૦

**નાટ્યશાસ્ત્ર**—(ભરતમુનિપ્રણીત) અધ્યાય ૧ થી ૭–ગુજરાતી અનુવાદ–પાદટીપો સાથે. પ્રા. ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી. કિ. ૭–૦૦

### હવે પછી

મીરાંનાં વધુ પદો ને મીરાંવિષયક મહત્ત્વના લેખો (પ્રેસમાં)
અખાનાં ગુજરાતી પદો (પ્રેસમાં)
અખાના છપ્પા સમજૂતી ને શબ્દકોશ સાથે.
રાવણ–મંદોદરી સંવાદ (શ્રીધરકૃત) પ્રસ્તાવના, પાઠાંતર, ટિપ્પણ સાથે.
લેખસંગ્રહ.

# પ્રસ્તાવના

## સંપાદન માટે જોયેલી હસ્તપ્રતો

મુંબઈની ફાર્બસ ગુજરાતી સભામાંની નીચે મુજબની ૭ હસ્તપ્રતોનો આ સંપાદન માટે ઉપયોગ કર્યો છે.

૧. નં. ૮૯ (સંકેત क) પાનાં ૪૦. આરંભ અને અંતનાં પાનાં નથી. પાનાં ૬ થી ૧૪ સુધી અખાના ૪૦ છપ્પા છે. પત્રદીઠ પંક્તિ સરેરાશ ૧૪. પંક્તિમાં અક્ષરસંખ્યા ૧૨ થી ૧૫. લિપિ અત્રકચરી નાગરી. અક્ષર વાંકાચૂંકા. લખાણ શુદ્ધ નથી. લેખનવર્ષ નથી. કૃતિના આરંભમાં "શ્રી રાંમાંયે નમઃ ॥ અથ સવાયા કવીત લખાં છે ॥" અને અંતમાં "સંસંપુરંણ સમાપ્ત ॥ ગુરુજીની કૃપાથી લખું છે ॥" મળે છે.

અન્ય કૃતિઓઃ—રણછોડકૃત કક્કો, કબીર કૃત પંચીકરણ, પદો.

૨. નં. ૨૬૭ (સંકેત ख) પાનાં આશરે ૨૭૫. પ્રત્યેક કૃતિ માટે પત્રસંખ્યા અલગ. આરંભમાં જ ૪૦ છપ્પા. પાનાં ૧–૯ માં. લિપિ નાગરી. પત્રદીઠ પંક્તિ ૨૦. પંક્તિમાં અક્ષર-સંખ્યા ૧૨ થી ૧૪. અક્ષર સારા. લખાણ વ્યવસ્થિત. લખ્યા-સાલ નથી. કૃતિના આરંભમાં "શ્રી ગુરુભ્યો નમઃ ॥ અથ અખા-જીના છપા લખ્યા છે ॥ પરમાત્મને નમઃ ॥" અને અંતે "ઇતિશ્રી અખાજીના છપા ચાલીસ સંપૂર્ણમ્ ॥"

અન્ય કૃતિઓઃ—અખાકૃત, દૂહા, પદ્‌પદી, કુંડળિયા, તિથિ, માસ, કક્કો, સાખીઓ. પ્રાગજીકૃત બાર માસ.

૩. નં. ૩૩૧ (સંકેત ग). પાનાં આશરે ૩૦૦. અમુક જ કૃતિમાં પાનાંની સંખ્યા અપાઈ છે; બધે નહિ. પાનાં ૧–૧૪માં ૪૦ છપ્પા છે પત્રદીઠ પંક્તિસંખ્યા ૧૨. પંક્તિદીઠ અક્ષર સરેરાશ ૧૫. લિપિ નાગરી. અક્ષર સારા. લખાણ વ્યવસ્થિત. લખ્યા સાલ સં. ૧૮૮૧ (પાછળના ભાગમાં એક સ્થળે સં. ૧૮૫૬). કૃતિના આરંભમાં "શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥ અથ અખાજીની છપૈ પ્રારંભઃ ॥" અને અંતે "ઇતિશ્રી અખાજીકૃત છપૈયા સંપૂર્ણ ॥ સમાપ્ત ॥ શ્રી કૃષ્ણાર્પણમસ્તુ ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥" મળે છે.

અન્ય કૃતિઓ:—પ્રાગાકૃત દિનમણિ; પાંડવગીતા, શિવસ્તોત્ર, જ્ઞાનગીતા, જેવાં સ્તોત્રો: રત્નેશ્વરકૃત વૈરાગ્યદીપ, સુંદરદાસકૃત ચિંતામણિ, રણછોડકૃત કક્કો, દેવીદાસકૃત કક્કો, અખાના ૪૦ છપ્પા, ધુઆસા, દુહા; અનંતકૃત પરચરી; અખાકૃત ગુરુશિષ્ય સંવાદ, કક્કો; પ્રાગજીકૃત માસ, તિથિ; ભાણદાસકૃત અજગર–અવધૂત–સંવાદ; અખાકૃત સાખીઓ; પ્રાગજીકૃત ચેતાવણી; આનંદરામકૃત રામરસાયણ.

૪. નં. ૩૩૬ (સંકેત घ). પાનાં ૩૯૦. આગળ પાછળનાં વધારાનાં પાનાંમાં અખાનાં શૃંગારભક્તિનાં પદ મળે છે. પાનાં ૧૫૩ થી ૧૫૭ માં ૪૦ છપ્પા. પત્રદીઠ પંક્તિ ૨૭. પંક્તિદીઠ અક્ષરસંખ્યા ૧૯ થી ૨૨. લિપિ નાગરી. લખાણ શુદ્ધ, વ્યવસ્થિત. અક્ષરો સુંદર. લખ્યા સાલ નથી. કૃતિના આરંભમાં "પરમાત્મને નમઃ ॥ અથ અખાજીકૃત છપૈ પ્રારંભ ॥" અને અંતમાં "ઇતિ અખાજીકૃત છપા સંપૂર્ણમ્ ॥ શ્રીઃ ॥" મળે છે.

અન્ય કૃતિઓ:—અખાનાં પદ, ચિત્તવિચાર સંવાદ, અખેગીતા, છપ્પા, સાખી, ગુરુશિષ્ય સંવાદ, દુહા, માસ, કક્કો, પંચી-

કરણ; સુંદરદાસ, પ્રાગજી, રત્નેશ્વર, દેવીદાસ, રણછોડ, ભાણદાસ, નરસિંહ, દાદૂ વગેરેની કેટલીક કૃતિઓ.

૫. નં. ૩૬૨ (સંકેત ઘ). પાનાં ૪૫૧. આરંભની દરેક કૃતિમાં પાનાંની સંખ્યા અલગ. ૪૦ છપ્પા માટે પાનાં ૧ થી ૯. પત્રદીઠ પંક્તિસંખ્યા ૧૦ કે ૧૧, પંક્તિદીઠ અક્ષરસંખ્યા સરેરાશ ૨૪. લિપિ નાગરી. અક્ષર સારા. લખાણ શુદ્ધ. લખ્યા સલ સં. ૧૮૬૪. કૃતિના આરંભમાં "અથ અપાસ્વામીના છપા લિખ્યતે ॥" અને અંતમાં કશું નહિ. માત્ર થોડી કોરી જગા.

અન્ય કૃતિઓઃ—અખાકૃત સંતપ્રિયા, ચિત્તવિચાર સંવાદ, અખેગીતા, ગુરુશિષ્ય સંવાદ, છપ્પા, સાખી; નરહરિકૃત વસિષ્ઠસાર.

૬. ગુજરાતી પ્રેસની નં. ૨૦૪ વાળી પ્રત જે હાલ ફાર્બસ ગુજરાતી સભામાં છે. (સંકેત છ). પાનાં આશરે ૨૯૦. પાનાંની સંખ્યા આરંભની કૃતિઓમાં અલગ. ૪૦ છપ્પા પાનાં ૧ થી ૧૫. પત્રદીઠ પંક્તિસંખ્યા ૧૭–૧૭, પંક્તિદીઠ અક્ષરસંખ્યા મોટે ભાગે ૧૨. લિપિ નાગરી. અક્ષર સારા, લખાણ વ્યવસ્થિત. લખ્યા વર્ષ સં. ૧૮૬૬–૬૮. પ્રત ઊધઈથી ખવાયેલી. કૃતિના આરંભમાં "શ્રી ગુરુભ્યો નમઃ। અથ અપાજીના છપૈ લિખિતં ॥ છપૈ ॥" અને અંતમાં "ઈતિશ્રી અપાજીના છપૈ સંપૂર્ણ ॥" મળે છે.

અન્ય કૃતિઓઃ—અખાના દૂહા, અખેગીતા, ગુરુશિષ્યસંવાદ, ચિત્તવિચાર સંવાદ, ૩૭૦ છપ્પા.

આ ૭ હસ્તપ્રતોમાંથી પાઠ નક્કી કરતી વખતે ક અને ઘ ને વધુ મહત્ત્વ આપ્યું છે. સ્વીકૃત વાચનામાં આવતો પહેલો છપ્પો માત્ર ક માં પહેલો છે, બીજી બધી પ્રતોમાં બીજો છે અને

તે પ્રતોમાં અહીં આપેલ બીજો તે પદેલો મૂકેલો છે. પરંપરાની દૃષ્ટિએ આમ હસ્તપ્રતોના બે વિભાગ પાડી શકાય તેમ છે.

ઉપયોગમાં લીધેલી હસ્તપ્રતોમાં જોડણીનું વૈવિધ્ય સારા પ્રમાણમાં છે. આમ તો જોડણી અંગેની છૂટછાટ કૃતિની વાચનામાં સહાયભૂત બનતી હોય છે, પણ આજે એ જાતની છૂટ અપેક્ષિત નથી કેમ કે તેથી આજના વાચકને વાચન ક્લેશકર બનવાનો સંભવ છે. હસ્તપ્રતોની જોડણીમાં જે કેટલુંક સમાન છે તેમાં નીચેની વિગતો આગળ પડતી છે.

ઇ કે ઈ અંતે હોય એવા તત્સમ શબ્દોમાં તેને સ્થાને ય મળે છેઃ ગુણપત્ય, શ્રીપત્ય, ભુપ્ય, સિષ્ય, નિધ્ય, વિધ્ય, વાણ્ય, ભ્રાંત્ય, કાંત્ય વગેરે. છંદની દૃષ્ટિએ પણ યશ્રુતિ ઉમેરાતી જણાય છેઃ ગત્ય, રત્ય. પ્રિૂય, દૂર્ય, જ્યમ, ત્યમ, જાત્ય, ભાત્ય, જેવા શબ્દોમાં પણ તે છે. તે ઉપરાંત ક્રિયાપદોનાં આજ્ઞાર્થ રૂપોમાં પણ તે મળે છેઃ ટાલ્ય, ઓલખ્ય. હ નો ઉપયોગ : જ્યાંહાં, ત્યાંહાં, ક્યાંહાં, માંહાં, કેહેવો, એહેવો, જેહેવો, જેહેને, તેહેને, કેહેને, માહારે, કેહી, ખોહોતા, ગેહેન, છેહેડો, વગેરે.

હેત્વર્થ કૃદંતોઃ ભજેવા, પેસેવા, બોલેવા.

કેટલાક તત્સમ શબ્દોમાંના અંત્ય ય નો એ : આલે, વિલે, વગેરે.

તત્સમ શબ્દોમાં છૂટ (ક્યાંક છંદને કારણે): હરી, પતી, ગુરૂ વગેરે.

અનુસ્વારો ક્યાંક જવલ્લે તો ક્યાંક ઘણાં. અનુનાસિકની આગળના અક્ષર પર અનુસ્વારઃ નાંમ, વચંન, મંન વગેરે.

## કૃતિનાં નામરૂપ

આજે 'અનુભવબિંદુ' ને નામે જ સામાન્ય રીતે ઓળખાતા, અખાના બીજા સાતસો ઉપરાંત છપ્પાથી સાવ ભિન્ન, અખાએ જ રચેલા અને એની સ્વતંત્ર કૃતિ તરીકે સુપ્રસિદ્ધ બનેલા, ચાળીસ છપ્પા ગુજરાતી સાહિત્યમાં ઉપનિષદ્ જેટલું મહત્ત્વ પામવા ભાગ્યશાળી બન્યા છે. આ છપ્પાને અખાએ જાતે કોઈ નામ આપ્યું જણાતું નથી. અખાની અનેક કૃતિઓ જેમાં સંગ્રહાઈ છે એવી, દોઢસો વર્ષ ઉપરાંત જૂની, હસ્તપ્રતોમાં આ ચાળીસ છપ્પા 'છપે', 'છપય' તરીકે જ ઓળખાવાયા છે. એનું 'અનુભવબિંદુ' નામ કોણે ને ક્યારે પાડયું તે જાણવાનું કોઈ ચોક્કસ સાધન હાલ આપણી પાસે નથી.

સને ૧૯૩૧ માં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા) એ દિ. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા સંપાદિત 'અખાકૃત કાવ્યો, ભાગ ૧' બહાર પાડેલ છે તેમાં આ ચાળીસ છપ્પાને 'અનુભવબિંદુ' તરીકે ઓળખાવાયા છે એટલું જ નહિ પણ એ નામ અંગે નીચે મુજબનું સ્પષ્ટીકરણ પણ ૧૨૫ મે પાને કરાયેલું મળે છે:

"આ પ્રકરણને 'બિંદુ' નામ આપવામાં અખાએ ઉપનિષદોનાં નામનું અનુકરણ કર્યું છે. અથર્વવેદનાં કેટલાંક ઉપનિષદો અમુક વિષયનું એકીકરણ કરી ગંભીર અર્થ ટૂંકામાં જણાવે છે, તેવાં ઉપનિષદોને બિંદુ એટલે કેન્દ્રભાવને પામેલો વિચાર-એવું નામ આપવામાં આવે છે, જેમ કે ધ્યાનબિંદુ, અમૃતબિંદુ, નાદબિંદુ. પાછળથી વેદના શાસ્ત્રનું તાત્પર્ય જેમાં એકત્ર થયું છે એવા પ્રકરણને બિંદુ નામ આપવામાં આવે છે, જેમ કે શંકરાચાર્યની 'દશશ્લોકી' ઉપરની મધુસૂદન સરસ્વતીની ટીકાને 'સિદ્ધાન્તબિંદુ' કહે છે. અખાએ શ્રવણકાળે આ ગ્રંથોનાં નામ સાંભળેલાં

તે ઉપરથી પોતાના પ્રકરણને 'અનુભવબિંદુ' એવું નામ આપ્યું જણાય છે. બિંદુ એટલે ટપકું નહિ, પરંતુ ગંભીર વિચારનું જ્યાં એકીકરણ છે એવો ગ્રંથ સમજવાનું છે."

આ સ્પષ્ટીકરણ પ્રમાણે તો 'અનુભવબિંદુ' એવું નામ અખાએ જ આપ્યું માનવું જોઈએ, પણ જૂની હસ્તપ્રતો આ નામે એ ચાળીસ છપ્પાને ઓળખાવતી નથી એટલે આ સ્પષ્ટીકરણ શ્રદ્ધેય જણાતું નથી. ઈ. સ. ૧૮૬૪ માં બહાર પડેલ, કવિ હીરાચંદ કાનજી સંપાદિત 'બ્રહ્મજ્ઞાની અખા ભગતની વાણી' માં તથા ઈ. સ. ૧૮૮૭ માં બહાર પડેલ 'બૃહત્કાવ્યદોહન'—ભાગ બીજામાં કૃતિનું 'અનુભવબિંદુ' નામ મળે છે. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી બહાર પડેલ 'અખાની વાણી'ની જુદી જુદી આવૃત્તિઓમાં 'અનુભવબિંદુ' નામ છે અને તે પછી દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ અને પ્રા. રવિશંકર જોષીએ આ ચાળીસ છપ્પા સંપાદિત કર્યા તેમાં પણ કૃતિનું નામ 'અનુભવબિંદુ' જ અપાયું હોઈ, તથા સૌ કોઈને હવે એ નામ જ સુપરિચિત હોઈ એ નામ સ્વીકાર્યે જ છૂટકો છે. ભિન્ન ભિન્ન અંગોમાં વિભક્ત એવા અખાના અન્ય છપ્પાઓથી આ નામને કારણે આ છપ્પા જુદા પાડી શકાય છે અને એ ચાળીસ છપ્પામાં 'અનુભવ' શબ્દ અતિ મહત્ત્વનો હોવાથી આ નવું નામકરણ પણ યોગ્ય હોઈ એની સામે વિરોધ ઉઠાવવાનું મન થાય એવું નથી. આ ચાળીસ છપ્પામાં છપ્પા નં. ૫, ૩૫, ૩૬ અને ૩૮ માં 'અનુભવ' શબ્દ એક એક વાર આવે છે, નં. ૩૨–૩૩ માં પાંચ પાંચ વખત, અને નં. ૩૪ માં ચાર વખત આવે છે.

પરમાત્મદર્શનનો—અણલિંગીના સાક્ષાત્કારનો—વિરલ અનુભવ અખાને આ ગ્રંથમાં રજૂ કરવો છે. એ અનુભવ કેવો હોય એની સમજૂતી યથાશક્તિ આપ્યા પછી એ અનુભવ ક્યા ક્યા બ્રહ્મજ્ઞાનીએ કંઈ કંઈ અધિકારી વ્યક્તિ આગળ તે કહી બતાવ્યો તેના ઉલ્લેખ

પણ અખો કરે છે. અખાને મન તો અણુલિંગીના આ અનુભવ વગરનું બધુંય મિથ્યા છે. એ મહાઅનુભવ આગળ સકલ કૃત્ય કશા લેખામાં નથી. મનવાણીથી પર એવા આ અનુભવની અકથ કથા સંક્ષેપમાં, માત્ર ચાળીસ છપ્પામાં અખાએ કહી છે.તેથી એ દૃષ્ટિએ હવે 'અનુભવ-બિંદુ' નામ તપાસીએ.

અનુભવ શબ્દનો સામાન્ય અર્થ તો 'કરવાથી, જોવાથી, અભ્યાસથી, અવલોકનથી અથવા પરિચય પડવાથી થયેલ જ્ઞાન', 'પ્રત્યક્ષ જ્ઞાન'. 'બિંદુ' શબ્દ અનેકાર્થી છે. એનો સુપરિચિત અર્થ તો પ્રવાહીનું ટીપું. વળી પરમાત્માની ઇચ્છાશક્તિના સ્વરૂપને, 'નાદજન્ય ચિત્તશક્તિની એક અવસ્થા' ને પણ 'બિંદુ' કહે છે. 'બિંદુ' નો બીજો પણ એક અર્થ છે– 'શિવ'. 'અખાની વાણી'માં 'બિંદુ' શબ્દ માટે લખ્યું છે: "અમુક વિષયનું એકીકરણ કરીને સંક્ષેપમાં ગંભીર અર્થ જણાવનારા ઉપનિષદ્‌ને બિંદુ કહે છે. એ ઉપરથી વેદશાસ્ત્રનું તાત્પર્ય એકત્ર કરી બતાવનાર પ્રકરણ તે બિંદુ એવો અર્થ થયો છે." આ બધા અર્થો ધ્યાનમાં રાખી 'અનુભવબિંદુ' નામનો વિચાર કરવા જેવો છે.

અખાએ પોતે પાંત્રીસમા છપ્પામાં જણાવ્યું છે તે પ્રમાણે આ અનુભવ 'અણુલિંગી' નો–બ્રહ્મસાક્ષાત્કારનો છે. એ અનુભવ સામાન્ય નથી, એ તો 'મહા અનુભવ' છે. 'પરબ્રહ્મની એ પ્રૌઢતા શું જીભ કદાપિ કહી શકશે?' એવો પ્રશ્ન પાંત્રીસમા છપ્પામાં છે. આ અનુભવ પંચથી પર એટલે પંચ મહાભૂતોથી સર્વથા પર છે.* સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ રૂપી ચાર

* 'તેજ પવન પૃથ્વી આકાશ ને અંબુ,
પાંચેને શમાવતાં શેષ રહે તે શંભુ.' (પદ ૪૨)
પવન તેજ ને પ્રથવી, અંબર ને અંબુ;
પાંચે શૂન્ય સમાવતાં શેષ રહે એ તો શંભુ.' (પદ ૪૮)

લિંગ-દેહ જેને નથી એ ચિદ્‌યોનિ ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ સર્વત્ર સભર ભર્યું છે. બધું એમાં છે અને એને આધારે છે, છતાં એ સૌથી પર છે, એને કશું અવલંબન નથી. (છપ્પો ૫). જેમ આકાશમાં અનેક પદાર્થો–અનેક વિશ્વો સર્જાય છે, ટકે છે ને લય પામે છે; છતાં આકાશ એ સૌથી પર ને નિરાળું છે; એ આકાશની એકતા ને અખંડિતતા અબાધિત રહે છે, તેવું જ બ્રહ્મની બાબતમાં પણ છે. તેથી જ અખો આડત્રીસમા છપ્પામાં 'એ મહાનુભવ આકાશવત્' છે એમ જણાવે છે. વિરાટ ચૈતન્યના આ અનુભવનું બિંદુ–અત્યંત સંક્ષિપ્ત એવું આલેખન–તે અનુભવબિંદુ. અથવા એ વિરાટ ચૈતન્ય અને પોતે અભિન્ન છે એમ જાણી અખો શ્રીહરિરૂપી સાગરનું પોતે એક બિંદુ છે અને બિંદુ પોતાને થતા સાગરના સ્વરૂપાનુભવનું આલેખન કરે તેની કોઈક સ્થિતિ આ કૃતિની રચના સમયે અનુભવે છે એમ પણ કહી શકાય.

પોતાની અનેક કૃતિઓમાં અખાએ કૃતિનું કર્તૃત્વ પોતાનું ગણ્યું જ નથી. પોતાને તો અખો 'નિમિત્તમાત્ર' કહે છે. (છપ્પો ૩૯). 'અખેગીતા'ના ચાળીસમા કડવામાં એ લખે છે:

> નાથ નિરંજન ગ્રંથકર્તા, અખો તે નિમિત્ત માત્ર,
> જ્યમ વાજું દીસે વાજતું, પણ વજાડે ગુણપાત્ર. ૯
>
> કહે નિરંજન અખેગીતા, સ્વસ્વરૂપ નિજ સંતને,
> અખાને શિર નિમિત્ત દેવા, ઇચ્છા હુતી અનંતને. ૧૨

આમ અનંતની ઇચ્છાને વશ થઈને, પોતે નિમિત્ત બની, નિરંજનને–સ્વસ્વરૂપાનુભવને અખો વર્ણવી રહ્યો છે તે દૃષ્ટિએ પણ 'અનુભવ–બિંદુ' નામ ઘટાવી શકાય છે. આ કૃતિની રચનામાં અનંતની ચૈતન્યશક્તિ મહાસરસ્વતી જે સુંદર સ્વર કાઢનારી વીણા

ધારણ કરે છે તેને પણ પોતાનામાં જ રહેલી જાણી અનંતને વાણીદ્વારા ઈશ્વરભાવે સ્તવે છે. (છપ્પો ૧). અખાનું વાણીદ્વારા આ સ્તવન ને વર્ણનનું કાર્ય પરમાત્માની નાદજન્ય ચિત્તશક્તિની અવસ્થાની જ અભિવ્યક્તિ છે.

અખાને તો જીવ–શિવની એકતા પ્રસ્થાપિત કરવી છે. પોતે રચેલ એક સોરઠામાં એ કહે છે: 'અનુભવ વાધે ઉર, નાનાત્વ ત્યાંહાં નવ રહે' (સોરઠો ૧૪૬). નાનાત્વ–અનેકત્વ–સર્વથા દૂર થઈ જેમાં બધુંય એકાકાર–એકમય થઈ જાય છે, જીવ પોતાનું પૃથક્ત્વ ભૂલી બિંદુમાં–શિવસ્વરૂપમાં લીન થઈ જાય છે–તેવો અનુભવ વર્ણવતી કૃતિ તે અનુભવબિંદુ. જો કે આ રીતે વિચારતાં તો કૃતિનું નામ 'બિંદુ–અનુભવ' હોવું ઘટે. અખો બુધ્યબહુ (છ. ૧), 'કુસુમ–આકાશ' (છ. ૨૦), કટા–ઈંડ (છ. ૨૩), સુત –શિવ (છ. ૩૪) જેવા સમાસ બનાવે છે અને તે રીતે 'અનુભવ –બિંદુ' સમાસને પણ સ્વીકારવો રહ્યો.

### અનુભવનું સ્વરૂપ

સ્વામી યોગાનંદ 'યોગીની આત્મકથા'માં નીચે પ્રમાણે વર્ણવે છે:—

"મારા ગુરુ શ્રી યુક્તેશ્વરે હૃદયની ઉપરના ભાગમાં મારી છાતી પર ધીમેથી ટકોરો માર્યો.

મારું આખું શરીર હું હતો ત્યાં જ જડાઈ ગયું. હલનચલન બંધ થઈ ગયું. જાણે કોઈ અતિપ્રબળ લોહચુંબકે આકર્ષી લીધા હોય તેમ મારા શ્વાસોચ્છ્વાસ થંભી ગયા. મારાં જીવ અને મનનાં શારીરિક બંધનો તત્કાળ દૂર થઈ ગયાં અને મારા અણુએ અણુમાંથી જાણે વેધક પ્રકાશનો પ્રવાહ હોય તે પ્રમાણે તે બન્ને બહાર

વહી ચાલ્યાં. ચર્મમાંસનો મારો દેહ શબવત્ બની ગયો અને છતાં ઊંડે ઊંડે જે તીવ્ર ભાન મને હતું તેનાથી મને લાગ્યું કે આ જાતની પૂર્ણ જાગૃતિ મેં જીવનમાં પહેલાં ક્યારેય અનુભવી ન હતી. 'હું આ દેહ છું' એ જાતનો સંકુચિત ભાવ હવે રહ્યો જ નહિ. ચારે તરફથી મને આવરી રહેલા પરમાણુઓ સાથે મેં અભેદભાવ અનુભવ્યો. દૂરદૂરને રસ્તે ચાલનારા માણસો જાણે ધીમે પગલે મારા પોતાના જ દૂરના વિસ્તાર પર ચાલતા હોય એમ લાગવા માંડયું. ઝાડ અને છોડનાં મૂળિયાં કંઈક પારદર્શક બની ગયેલ ધરતીના પડમાંથી દેખાવા લાગ્યાં; એટલું જ નહિ પણ એ વનસ્પતિની નસેનસમાં વહેતો રસપ્રવાહ પણ મારી નજરે પડચો.

આશ્રમની આજુબાજુનો આખો વિસ્તાર મારે માટે ખુલ્લો થઈ ગયો. કેવળ મારી સામેના જ પદાર્થોને જોઈ શકતી મારી દૃષ્ટિ હવે વિશાળ વર્તુળાકાર દૃષ્ટિમાં પરિણમી, અને એકી વખતે હું ચારે તરફ બધું જ જોઈ શક્યો. મારા માથાના પાછલા ભાગમાંથી મેં રાયઘાટને રસ્તે ધીમે ધીમે ચાલ્યા જતા માણસોને જોયા. ડોલતી ડોલતી આશ્રમ તરફ આવતી એક ધોળી ગાયને પણ મેં જોઈ. જ્યારે તે આશ્રમના દરવાજાની સામેની ખુલ્લી જમીન પર આવી ત્યારે મારી ખુલ્લી આંખે હું એને જોતો હોઉં એટલી સ્પષ્ટતાથી હું એને જોઈ શક્યો. એ આગળ વધી અને ઈંટની દીવાલ પાછળ ચાલતી હતી ત્યારે પણ હું એને સ્પષ્ટ જોઈ શકતો હતો.

મારી સર્વદર્શી નજરમાં સમાયેલી બધી જ વસ્તુઓ જાણે વેગપૂર્વક ચાલતાં ચલચિત્ર ન હોય તે પ્રમાણે કંપવા અને દોલાયમાન થવા લાગી. મારું પોતાનું શરીર, ગુરુજીનું શરીર, ઘરને ફરતો થાંભલીઓવાળો વંડો, રાચરચીલું, ઘરની જમીન, આસપાસનાં

વૃક્ષો અને તડકો અવારનવાર જોરથી પ્રકંપિત થવા લાગ્યાં અને સરવાળે તે બધાં તેજના સાગરમાં ભળી ગયાં–પાણીથી ભરેલા કાચના પ્યાલામાં નાખેલ ખાંડના કણો, હલાવવાથી ઓગળી જઈને અદસ્ય થઈ જાય તે પ્રમાણે. સર્વને એકાકાર કરી દેતા એ પ્રકાશ વચ્ચે સ્થૂળ આકૃતિઓ રૂપ લેતી અને લય પામી પાછી તેજમાં ભળી જતી. આ આકારપરિવર્ત સૃષ્ટિમાં પ્રવર્તતા કાર્યકારણના નિયમનો પ્રદર્શક બન્યો.

મારા આત્માના શાંત અનંત પારે મહાસાગર ઊલટ્યો હોય એવો આનંદ એકાએક પ્રગટ્યો. મેં અનુભવ્યું કે પરમાત્મા અખંડ નિરવધિ પરમાનંદરૂપ છે અને એનો દેહ તે પ્રકાશનાં અગણિત સૂક્ષ્માતિસૂક્ષ્મ કિરણો છે. મારા અંતરમાંથી ઊભરાઈ જતા પ્રકાશે શહેરો, ખંડો, પૃથ્વી, સૂર્યમંડળ અને ગ્રહગણો, નિહારિકાઓ અને તરતાં વિશ્વ–ચૌદ લોક–ને આવરી લીધાં. રાત્રે દૂર દૂરથી મંદમંદ પ્રકાશિત દેખાતા કોઈક નગરની માફક આખું બ્રહ્માંડ મારા અનંત અપાર આત્મસત્વમાં મંદમંદ ઝબકાર કરવા લાગ્યું. આકાશના ગ્રહગણોની ઝાંખી ઝાંખી છતાં સ્પષ્ટ આકારસૂચક રેખાઓની પારના પ્રદેશમાંનો ઝંખવી નાખતો પ્રકાશ એના દૂર દૂરના ભાગોમાં મંદ બની જતો હતો. ત્યાં હું સનાતન અક્ષય અતિમધુર પ્રભા જોઈ શક્યો. એ પ્રભા, એ સુમધુર દીપ્તિ, એવી સૂક્ષ્મ હતી કે એનું વાણીદ્વારા વર્ણન કરવું અશક્ય છે. એની તુલનામાં ગ્રહગણોનાં ચિત્રો વધુ સ્થૂળ તેજનાં બનેલાં જણાતાં હતાં.

એક સનાતન ધામમાંથી ધોધમાર આવતાં પ્રકાશકિરણોનું વિકિરણ થઈ તેમાંથી આકાશગંગાઓ ઝગારા મારતી અને અવર્ણનીય તેજોમંડળો રચાતાં. વારંવાર મેં જોયું કે સર્જક કિરણો ઘનતા પામી નક્ષત્રો પ્રગટતાં અને વળી પાછાં તે સૌ પારદર્શક જ્વાળાના

પરોમાં ભળી જતાં. લયબદ્ધ પરાવર્તન દ્વારા ગ્રહમંડળો એક નિર્મળ જ્યોતિમાં સમાઈ ગયાં અને તે પછી અનલ આકાશ બની ગયો.

આ તેજોમયતાનું-અનંત વિસ્તારનું-કેંદ્ર મારા હૃદયની સહજોપલબ્ધિનું-સૂક્ષ્મ સમજ કે જ્ઞાનશક્તિનું-બિંદુ છે એવી મને પ્રતીતિ થઈ. એ કેન્દ્રમાંથી અતિ ઉજ્જવળ પ્રકાશ નીકળી વિશ્વના ખૂણેખૂણામાં રેલાઈ જતો હતો. પરમાનંદપ્રદ અમૃત મારી નસેનસમાં પારાના પ્રવાહની માફક દોડતું હતું. પરમાત્માના સર્જનનાદનો ઓંકારરૂપે થતો પ્રતિધ્વનિ મેં સાંભળ્યો. આ ઓંકાર તે સર્જનપ્રક્રિયા સમયે સર્જાતાં આંદોલનોનો ધ્વનિ.

એકાએક મારો થંભી ગયેલો શ્વાસોચ્છ્વાસ પાછો ચાલુ થયો. લગભગ અસહ્ય બની જતી નિરાશા સાથે મેં જાણ્યું કે મારા આત્માનો અનંત વિસ્તાર હું ખોઈ બેઠો છું. ફરી એકવાર આત્માને ભાગ્યે જ સગવડકારક આ દેહરૂપી તુચ્છ પાંજરામાં હું પુરાઈ ગયો."*

સ્વામી યોગાનંદે વાણીમાં રજૂ કરેલ પોતાના અનુભવને કેવળ બુદ્ધિથી મેળવવો શક્ય નથી. આ અનુભવની પ્રાપ્તિ ગુરુકૃપા અને હરિકૃપા વિના થઈ શકે તેમ નથી. પણ એક વખત એ અનુભવ થયા પછી દેહબુદ્ધિ ક્ષીણ થઈ જાય છે. સ્વામી યોગાનંદને એમના ગુરુ શ્રી યુક્તેશ્વરે કહ્યું હતું કે "વિશ્વના પ્રત્યેક પદાર્થ અને પ્રત્યેક શક્તિને પ્રગટાવનાર અને પ્રવર્તાવનાર પરમાત્મા જ છે; છતાં એ પરમાત્મા એ બધાથી પર છે. પ્રકાશકિરણોનાં આંદોલનોથી પેદા થતાં વિશ્વોની પેલે પાર પરમાનંદરૂપ અણુસર્જ્યા શૂન્યમાં એ એકલો જ છે. દેહધારી હોવા છતાં જે સંતોએ પોતાના

*Autobiography of a Yogi—Swami Yoganand. Chapter XIV PP. 127-128.

શિવસ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો છે તેઓ આ પરમાત્માની માફક જાણે બે પ્રકારનું અસ્તિત્વ ધરાવે છે—બાહ્ય દૃષ્ટિએ તેઓ સન્નિષ્ઠપણે પોતાના દુન્યવી વ્યવહારનાં કાર્યો કરતા રહે છે પણ અંતરમાં તેઓ સદૈવ બ્રહ્મપદમાં જ નિમગ્ન રહે છે."

અણુલિંગીના આવા અનુભવનું વાણી દ્વારા વર્ણન કરવાના પ્રયાસો ઠેઠ વેદ અને ઉપનિષદ્‌ના જમાનાથી આપણે ત્યાં થતાં આવ્યા છે. યોગના ગ્રંથોમાંથી કે યોગીઓએ સમાધિદશામાં જે પ્રત્યક્ષ કર્યું તેમાંથી આપણે વિગતો મેળવી શકીએ છતાં એ અનુભવનું સાચું સ્વરૂપ તો એ અનુભવ થયા પછી જ જાણી શકાય અને એ જાણ્યા પછી એનું યથાસ્થિત વર્ણન કરવાનું કામ કઠિન નહિ પણ અશક્ય જ લાગે એવી પરિસ્થિતિ હોઈને અખો પણ પોતાની એવા વર્ણન અંગેની અશક્તિ સ્વીકારીને જ એ અનુભવને નિરૂપે છે. એ આકાશવત્ મહાનુભવને માટે અખો અન્યત્ર કહે છે:

'અનુભવ ત્યાં હું-તું ટળે.' (પદ ૪૦)

'એ અનુભવ પરિપૂર્ણ છે, કામ ન કાલું હરિ વિના.'

'એકમેવ અદ્વૈત તે, ત્યાં વચન ન લાગે;
તનમનકૃત્ય ત્યાં નવ ખપે, એક અનુભવ જાગે.' (પદ ૩૪)

'અનુભવે જે પદ પામીએ, તે પદ છે તુરીયાતીત.'

'કહે અખો અચવ્યો રસ એવો, ભોગી લહે પણ ન કહેવાયે તેવો.' (પદ ૯૭) એ મહા અનુભવમાં તો–

'અણજનું થાયે જનું, જનું તે લીન થાયે;
જડપણુ તે સ્વપ્નાતણું, જ્યમ જાગે ને જાયે!' (પદ ૪૨)

## અખાએ અહીં ઉપદેશેલ બ્રહ્મવિદ્યા

આ મહા-અનુભવ મેળવવા માટેનો જ્ઞાનમાર્ગ અખો 'અનુભવ-બિંદુ'માં ચીંધે છે. એ માર્ગે જવા માટે સદ્‌ગુરુનો સાથ ને એમની ઓથ પ્રવાસના આરંભમાં અતિ મહત્ત્વનાં છે કેમકે આ 'અનુભવ' ગુરુગમ્ય જ છે. સાચા બ્રહ્મજ્ઞાની ગુરુની નિર્મળ બુદ્ધિથી સેવા કરવાથી હરિની પ્રાપ્તિ જલદીથી થાય છે. (છપ્પો ૪). સામાન્ય અબુધ સંસારી જીવો માટે અધ્યાત્મમાર્ગ છે જ નહિ. અહીં તો મન, વાણી, શરીર, પગ એ સૌ સાધનો જ્યાં નકામાં થઈ જાય છે એવા, પંચથી પર, પરમાત્માને અનુભવવાના છે અને એ માટે ઉત્તમ જ્ઞાની ગુરુ વગર ચાલે તેમ નથી. જે આકાશ-આધેરું છે, જે નિર્ગુણ છે, જેમાં પુણ્યપાપ નથી, જેમાં રંગવિશેષ નથી, જેનો કોઈ સ્થૂળ સૂક્ષ્મ આકાર કે દેહ નથી, જેને વાણીથી વર્ણવી શકાય તેમ નથી એવા મહાશૂન્યની ઓળખ સદ્‌ગુરુના હૃદયે સાંપડી શકે. (છપ્પો ૬).

જેમાં અનેક પદાર્થો ઉદ્‌ભવે છે, સ્થિતિ કરે છે, અને લય પામે છે છતાં જે નિર્બાધ અને અખંડ રહે છે એવા આકાશ સમો-અંબરવત્-તે ઈશ છે. પાણીથી ભરેલા અનેક* ઘડાઓ કે તળાવો, સરોવરો, ખાબોચિયાં વગેરેમાં અનેક પ્રતિબિંબો પાડનાર આકાશમાં પ્રકાશતા ચંદ્રની માફક, એ પ્રતિબિંબોરૂપી અનેક જીવાત્માઓથી અલગ અને અખંડિત રહી નિત્ય પ્રકાશ આપે છે. ચર્મદેહ વગર એ ચૈતન્યમય છે; વિશ્વો એમાં જ ઉત્પન્ન થાય છે અને સૌનો નિયંતા પણ એ જ છે. ચૌદ લોકમાં ચૈતન્યસ્વરૂપે એ જ

*અનંત ઘટ પાણીભર્યા, જ્યમ ચંદ્રબિંબ આકાશ;
ઘટઘટમાં પ્રતિબિંબ છે, ત્યમ શ્રીહરિનો વાસ.
ઘટ ભાંગ્યો, પાણી ઢળ્યું, તે જ્યાંનું ત્યાં જાય;
પણ ચંદ્ર નિરંતર તેજસો રે, તેને દુઃખ ન થાય.

વિલસે છે અને છતાં આકાશથી પણ એ આઘો-ઊંચો-છે. એને સમજવા માટે અખો અવનિનું (છ. ૯), સ્વપ્નસંસારનું (છ. ૧૦), તથા સાગર અને નદીનું (છ. ૧૧), એમ વિધવિધ દૃષ્ટાન્તો આપે છે, જેમાં એક અનેકરૂપે શી રીતે વિલસે અને એ અનેકતા કેવી ભ્રામક છે તે દર્શાવે છે. અહંતા-મમતાને કારણે જગતની જંજાળમાં ફસાયેલા જીવની દશા તો ઘીમય દહીં વણસી જાય તેના જેવી છે (છ ૧૨). પણ જેને હરિ મળવાના થાય તેને તો આત્મપ્રકાશ આપોઆપ લાધે છે, એનામાં જગતની જંજાળથી મુક્ત થઈ જવાની ઝંખના જાગે છે, અંતરમાં ભક્તિ ને વૈરાગ્ય પ્રગટે છે; સદ્ગુરુ પણ ટાણે મળી જાય છે; અને એ ગુરુનાં ચરણ સેવી એ સાયુજ્ય ગતિ પામે છે. ગુરુના જ્ઞાનોપદેશથી તે દેહબુદ્ધિ ટાળે છે, ભવની ભ્રાંતિ દૂર કરે છે, અને અનંતના ધ્યાનમાં એકતાન થઈ ધ્યેય અને ધ્યાતાની સમરસતા પ્રાપ્ત કરી જીવન્મુક્ત બની જાય છે.

બ્રહ્મ એક, અખંડ, અદ્વિતીય, પરિપૂર્ણ છે. નિરાકાર હોવાથી તથા એની ઊંચી કે નીચી કોઈ ગતિ ન હોવાથી એને કેમ વર્ણવાય? જ્યાં કેવળ બ્રહ્મનું જ અસ્તિત્વ છે, બીજું કશુંય છે જ નહિ, ત્યાં કોણ, કોને, શી રીતે વર્ણવે? એના વગરની તલમાત્ર જગા ખાલી નથી તો પછી એ પાસે છે કે દૂર છે એમ કેમ કહેવાય? એમાં નથી ઊંચનીચના ભેદો, કે નથી એને મધ્ય ને છેડા. એના વિનાનું કે એનાથી બાધક બીજું કશુંય નથી. આ પરિસ્થિતિમાં દુન્યવી દૃષ્ટિએ થતા ભેદોને સાચા કેમ ગણી શકાય? બોલે તે બીજો થાય, વર્ણવવા જતાં લિંગભેદ આવી પડે. આ દશામાં વસ્તુવર્ણન કરવાની મુશ્કેલી ઘણી મોટી છે.

ધર્માભિમાન, સાંપ્રદાયિક ચિહ્નો, કર્મકાંડ, રાગડા તાણીને થતાં ભજન-કીર્તનો, વર્ણાશ્રમનું અભિમાન, અષ્ટાંગયોગ, દાદ-

માહથી થતી દેવસેવા—એ બધું મનનું માનેલું છે ને તેથી મિથ્યા છે. ૭ દર્શનશાસ્ત્રોનું જ્ઞાન, વાક્પાટવ, ઐશ્વર્ય, ચિરંજીવપણું, ઉત્કટ દાનવૃત્તિ, ત્રિકાળજ્ઞાન એ સૌ પણ મનની જ ઉપાસના છે. આ બધાં વાસનાનાં ક્ષેત્રો છે અને માયાપ્રેરિત માનવી આ બધા પાછળ મંડ્યો રહે છે. પણ આ બધું નકામું છે. આખો સંસાર દ્વૈતમૂલક છે તેથી એનાથી પર થવા દ્વૈતબુદ્ધિનો હ્રાસ કરી અભેદબુદ્ધિ વિકસાવવાની જરૂર છે. જેવી રીતે રાજાનો દીકરો રાજગાદી ભોગવવા નાનામોટા ભાઈઓનું જ માત્ર નહિ, બાપનું પણ મોત ઇચ્છે છે, અને એ રીતે સાંસારિક સંબંધોને સર્વથા કાપી નાખે છે, તેવી રીતે બ્રહ્મપદની પ્રાપ્તિ માટે પણ સંસારના બધા સંબંધો તૂટી જવા જરૂરી છે.

જેને એમ લાગે છે કે સ્વર્ગ પૃથ્વી ને પાતાળ એ ત્રણ ભુવનનો નિયામક કોઈ ઈશ્વર છે; કે પછી સ્વર્ગ ને પૃથ્વી જુદાં છે, કે અમુક ઉત્તમ છે ને અમુક મધ્યમ છે, તે પૂરેપૂરો માયાના પાશમાં બંધાયેલો છે. જેમ જુદા જુદા રંગોના કાચથી બનાવેલ મંદિર ઉપર આકાશમાં રહેલા એક જ સૂર્યનો પ્રકાશ પડતાં તેનાં અનેક ને અનેકરંગી પ્રતિબિંબો થાય છે અને તે પ્રતિબિંબો જુદા જુદા રંગનાં કિરણો પરાવર્તિત કરે છે તેના જેવી આ સ્થિતિ છે. સાચો છે માત્ર સૂર્ય, સૌ પ્રતિબિંબોનું એના વિના સ્વતંત્ર અસ્તિત્વ સંભવતું નથી. પ્રતિબિંબો અને તેમનાં કિરણોના ભેદ સૂર્યની એકતાને તથા એના પ્રકાશને લેશમાત્ર બાધકર્તા નથી. ત્રણે લોક અને બ્રહ્મની બાબતમાં પણ આમ જ સમજવાનું છે.

આકારની જુદાઈથી ભુલાવામાં પડવાનું નથી. બંગડી, કંઠી, વીંટી, કડું, કંદોરો એ આકારભેદો તત્ત્વદૃષ્ટિએ સાવ ખોટા છે: સાચું તો એક માત્ર સુવર્ણ છે. નાનો પિંડ અને વિરાટ બ્રહ્માંડ

તત્ત્વદષ્ટિએ અભિન્ન છે. સ્થૂળ-સૂક્ષ્મમાં પણ ભેદ જોવાપણું નથી. જેના ઉપર નારીકુંજરની ભાત છે એવા પરોળાનું દષ્ટાંત આપી અખો કહે છે કે કેવળ ભાત જોઈને 'આ એક આડી પૂતળી,' 'આ બીજી ઊભી પૂતળી,' આ ત્રીજી પૂતળી,' 'આ ચોથી' એમ કેવળ પૂતળીઓનો વિચાર કરનારને એમાં અનેકતા દેખાશે પણ એ પૂતળીઓનો જે હાથી બન્યો છે તે હાથીના સ્વરૂપને જ લક્ષમાં લેનારને એકતા દેખાશે. સ્થૂલતાના-અનેકતાના -ભેદના પટને ભેદીને જે તેની પારના સૂક્ષ્મને-એક ને અભિન્નને જોઈ શકે છે તે જ પિંડ-બ્રહ્માંડ ને જીવ-ઈશ્વરના ભેદોથી પર થઈ બ્રહ્માત્મૈક્યભાવને પામી શકે છે. મોટા પર્વતને તમે પાસેથી જુઓ કે દૂરથી જુઓ-એ તો છે એવો ને એવો જ ઉન્નત વિશાળ અને પ્રભાવયુક્ત છે. ભેદો દષ્ટિમાં છે, પદાર્થમાં નથી.

હુંતુંના ભેદ જ્યાં સંભવતા જ નથી એવા તે નિજ ધામની-બ્રહ્મપદની પ્રાપ્તિ માટે સરવાળે તો માણસે પોતે જ પોતાના ગુરુ થવાનું છે-ગુરુશિષ્યના કે શાલાજીવના બાહ્યદષ્ટિએ થતા ભેદો ભૂલી, અંતરદૃષ્ટિ કરી અજાત અને અમૃત આત્મતત્ત્વને પ્રીછવાનું છે. સ્વસ્વરૂપના એ સાક્ષાત્કાર પછી, દેહબુદ્ધિ વિલીન થતાં, કેવળ આનંદઘન પરમાત્મરૂપે વિલસવાનું બની આવે છે. નર-નારી તે ચામડાના બનેલા દેહ નથી, કૈવલ્યનું-બ્રહ્મનું જ રૂપ છે.

## પ્રાકૃત ઉપનિષદ્

દિ. બ. કે. હ. ધ્રુવ 'અનુભવ-બિંદુ'ના પોતાના સંપાદનની પ્રસ્તાવનામાં લખે છે: "પ્રાકૃત ઉપનિષદ્ જોવાની ઇચ્છા હોય, તેણે અનુભવબિંદુ વાંચવું, તેમાં ગુરુમુખે શિષ્ય પ્રત્યે સ્વસ્વરૂપાનુસંધાનનો બોધ છે. 'સત્ય સત્ય પરમાતમા, હું નહિ' એ તેનો પ્રધાન વિષય છે. એનો અનુભવ કરાવવા વેદાંતી લેખક 'ગુરુ થા તારો તું જ'

એમ શ્રીમુખે ભાખે છે. અને અનુભવબિંદુમાં તેમ જ અખે-ગીતામાં ઉક્ત કથનના અન્વયે શ્રોતા પણ અખો છે અને વક્તા પણ અખો છે."

ઉપનિષદ્‌રૂપે થતા અનુભવબિંદુના આ નિર્દેશને જરા વિગતે વિચારીએ.

ઉપનિષદ્ શબ્દનો મૂળ અર્થ તો 'નજીક બેસવાપણું' (उप=સમીપમાં नि + सद् બેસવું). બ્રહ્મવિદ્યા મેળવવા માટે અવશ્ય ગુરુની પાસે–એને ચરણે-બેસવું પડે છે તેથી ગુરુની પાસે નીચે બેસીને શીખી શકાય એવું ઊંચું અને ઊંડું તત્ત્વજ્ઞાન–બ્રહ્મજ્ઞાન –તે ઉપનિષદ્ એવો બીજો અર્થ થયો. એથી પણ આગળ જતાં 'જેમાં દ્વૈત શમી ગયું છે એવા બ્રહ્મતત્ત્વની નજીક આત્માને લાવીને તે બ્રહ્મબોધથી અવિદ્યા અને તેના કાર્યને જે હણે છે તે વિદ્યાનો ગ્રંથ' પણ ઉપનિષદ્ કહેવાયો. વેદોનો જ્ઞાનોપદેશ કરતો અંતિમ ભાગ ઉપનિષદ્ સંજ્ઞા પામ્યો છે અને તેથી ઉપનિષદ્-સાહિત્ય વેદાંત તરીકે ઓળખાય છે. એ વેદાંતનો હાલનો અર્થ બ્રહ્મવિદ્યા, અને તેથી બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કરતો પ્રત્યેક ગ્રંથ તે વેદાંતનો ગ્રંથ–પછી તે વેદસાહિત્યની બહારનો ભલે હોય, સંસ્કૃતને બદલે કોઈ બીજી ભાષામાં પણ ભલે રચાયો હોય. અખાકૃત 'અનુભવબિંદુ' વેદાંતી કવિ અખાની વેદાંતકૃતિ છે. પણ ઉપનિષદો વેદાંત તરીકે ઓળખાતાં એટલે હાલની અમુક વેદાંતકૃતિને ઉપનિષદ્ કહેવામાં કૃતિને સ્વાભાવિક ગૌરવ ને પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે. આવું ગૌરવ ને આવી પ્રતિષ્ઠા 'અનુભવબિંદુ'ને માટે યોગ્ય ગણી ધ્રુવસાહેબ એને 'પ્રાકૃત ઉપનિષદ્' કહેવા પ્રેરાયા જણાય છે.

'પ્રાકૃત' શબ્દ આપણે ત્યાં સારા પ્રમાણમાં ચર્ચાસ્પદ બની ચૂક્યો છે. પ્રાકૃત ભાષાઓને ઓળખાવતાં આચાર્ય હેમચંદ્રે પ્રકૃતિ (=મૂળ) તે સંસ્કૃત, તેમાંથી ઊપજેલ કે અવતરેલ તે 'પ્રાકૃત'

એવો જે અર્થ કર્યો છે તે આજે સૌને માન્ય નથી. પ્રકૃતિ એટલે પ્રજા, આમજનતા. આમજનતામાં બોલાતી ભાષા તે પ્રાકૃત એમ વિદ્વાનો માનતા થયા છે. ગુજરાતી ભાષા સંસ્કૃતની પુત્રી ગણાઈ છે અને હાલ એ સામાન્ય લોકોમાં બોલાતી ભાષા છે એટલે એને 'પ્રાકૃત' કહેવામાં વાંધો નથી. અખાએ ઉપનિષદ્ જેવા અનુભવબિંદુની ગુજરાતી પ્રાકૃતમાં રચના કરી એટલે એ બન્યું 'પ્રાકૃત ઉપનિષદ્.'

પણ કેટલાક પ્રાકૃત શબ્દને પ્રાક્-કૃત એટલે ઘણા સમય પહેલાં રચાયેલ-સંસ્કૃતની પણ અગાઉ પ્રચલિત બનેલ-એ રીતે સમજાવે છે. આ અર્થ અહીં બંધ બેસે એવો નથી કેમકે અખાના ગુજરાતી અનુભવબિંદુની તુલનામાં સંસ્કૃત ઉપનિષદો પ્રાક્-કૃત છે; અનુભવબિંદુ તો અર્વાક્-પાછળથી રચાયેલ છે.

અહીં એ સ્પષ્ટ કરવાની જરૂર છે કે વેદાંતનો પ્રત્યેક ગ્રંથ ઉપનિષદ્‌ની સંજ્ઞા પામતો નથી. અખાનો સર્વોત્તમ વેદાંતગ્રંથ તો 'અખેગીતા' છે અને એને ગીતા તરીકે ઓળખીને આપણે સંતોષ માન્યો છે. 'અખેગીતા', નરહરિની 'જ્ઞાનગીતા', વગેરે આખ્યાન જેવી કડવાબદ્ધ કૃતિઓ છે.

પણ એકલા અનુભવબિંદુને જ પ્રાકૃત ઉપનિષદ્ જે કારણે કહીએ તે કારણે અખાની બીજી પંચીકરણ જેવી કૃતિઓને પણ ઉપનિષદ્ સ્વરૂપની ગણવી પડે ખરી. ગુરુ-શિષ્ય-સંવાદ કે ચિત્ત-વિચાર-સંવાદમાં સંવાદરૂપે બ્રહ્મવિદ્યાનું જ નિરૂપણ છે. અખા ઉપરાંત અન્ય કવિઓની આવી ઘણી કૃતિઓને 'પ્રાકૃત ઉપનિષદો' તરીકે જ પછી ગણાવવી રહી. અને એમ થાય તો અનુભવબિંદુને પ્રાકૃત ઉપનિષદ્ કહેવામાં કોઈ ખાસ ચમત્કૃતિ ન રહે. એટલે બીજી

કૃતિઓથી અનુભવબિંદુને અલગ કરવા માટે ધ્રુવસાહેબ જે બીજી વિગત નોંધે છે તે મહત્ત્વની છે. એઓ લખે છે:

"ઉપનિષદ્રૂપ નિર્દેશેલ અનુભવબિંદુ એક અર્થગંભીર રમણીય ખંડકાવ્ય પણ છે. કર્તા પંડિત કે કવિ હોવાનો દાવો કરતો નથી તે ભલે, પણ તેની કૃતિઓ કહે છે કે તે પંડિત છે અને કવિએ છે, બહુશ્રુત પંડિત છે અને બહુશ્રુત કવિ છે. અલબત, તેણે પ્રસ્થાનત્રયીનો પંડિતાઈ ભરેલો અભ્યાસ કર્યો નથી; તેમ જ તેણે રસ અલંકાર અને છંદના ગ્રંથ પણ જોયા નથી. પરંતુ ઉભય પ્રકારના સાહિત્યમાં જરૂર પૂરતી કુશળતા તેણે શ્રવણ અને મનનથી મેળવી લીધી જણાય છે. અખો છ દેવિદ્યાની સપાટ મોકળી સડકનો રાહદારી નથી, પગદડે પડેલી સાંકડી અને ખડબચડી કેડીનો વટેમાર્ગુ છે. પોતાના સમયના ચાલુ વપરાટના પદ્યબંધની રચના તેના જાણવામાં છે."

આમ ઉપનિષદોનો માત્ર વિષય જ નહિ, ઉપનિષદોની ભાષાશૈલી તથા ઉદાહરણો યોજવાની કળા પણ અખાએ અનુભવબિંદુમાં અવતારી છે એમ લાગતાં 'પ્રસ્તુત ખંડકાવ્યની ઉપનિષદ્ના જેવી અપૂર્વ રસસમૃદ્ધિ' ને કારણે ધ્રુવસાહેબ 'પ્રાકૃત ઉપનિષદ્ જોવાની ઇચ્છા હોય, તેણે અનુભવબિંદુ વાંચવું' એમ કહેતા જણાય છે.

### અખાનું કવિત્વ

'અનુભવબિંદુ'માં અખાનું ભાષા ઉપરનું પ્રભુત્વ પ્રગટ થવા ઉપરાંત એના પદ્યબંધની ખૂબી, એમાંના પ્રાસો અને પ્રાસસાંકળી દ્વારા, વ્યક્ત થાય છે. સંક્ષેપમાં સોદાહરણ વસ્તુકથન કરવાની અખાની આગવી કલા અનુભવબિંદુમાં સ્થળે સ્થળે પ્રકટ થાય છે. કલ્પનાના ચમકારા પણ આ નાનકડી કૃતિમાં ઓછા નથી.

અખાને આપણે 'દૃષ્ટાન્તકવિ' કહી શકીએ. વેદાન્તનો વિચાર અતિ ગહન છે. એના સિદ્ધાન્તો સમજાવવા માટે સુયોગ્ય દૃષ્ટાન્તો આપવાં આવશ્યક છે. જૂના જમાનાથી આ રીતે જ દૃષ્ટાન્તો સાથે વેદાન્તના સિદ્ધાન્તો સમજાવાતા આવ્યા છે. અખો પણ ચાલુ પરંપરાને અનુસરીને અનેક પ્રસિદ્ધ દૃષ્ટાન્તો યોજે છે. જીવાત્મા અને પરમાત્માનો સંબંધ સમજાવતાં અખો ચંદ્ર અને તેનાં જળાશયોમાં પડતાં પ્રતિબિંબ (છ. ૭), સાગર અને સરિતા (છ. ૧૧), દીવો અને અગ્નિ (છ. ૧૬), સૂરજ અને કિરણ (છ. ૧૬), વગેરે દૃષ્ટાન્તો આપે છે. કેટલાક છપ્પા એક આખું દૃષ્ટાન્ત રજૂ કરે છે. દા.ત. સૂઈ ગયેલા મનુષ્યનો સ્વપ્નસંસાર (છ. ૧૦), વર્ષાઋતુ વીતી જતાં આકાશને ફરી પ્રાપ્ત થતી સ્વચ્છતા (છ. ૧૫), રંગબેરંગી કાચના મંદિરમાંથી પ્રગટ થતાં સૂર્યનાં વિધવિધ પ્રતિબિંબ (છ. ૨૭) વગેરે. ક્યારેક દૃષ્ટાન્ત ચરણના એકાદ ખંડ પૂરતું મર્યાદિત હોય છે. ઉ.ત. 'જેમ સર્પિસ્રમે વણસે દધિ' (છ. ૧૨). અકસ્માત્ સૂર્યોદયથી દૂર થતો અંધકાર (છ. ૧૩), ઊંજવાથી દૂર થતો કમળો (છ. ૧૪), ખાંડ સાથે ખાતાં ચતું ઘીનું પારખું (છ. ૨૪), રાજગાદી પોતાને જ મળે તેવી ઇચ્છાથી બધા જ ભાઈઓ તથા બાપ પણ મૃત્યુ પામે એમ ઇચ્છતો રાજકુંવર (છ. ૨૫), નારીકુંજર (છ. ૨૮–૯), પર્વતની પ્રૌઢતા (છ. ૩૦), જેવાં દૃષ્ટાન્તો ઉપરાંત આપણને છ. ૩૫–૩૬ માં દૃષ્ટાન્તોની હારમાળા જ મળે છે.

અન્ય અલંકારો પણ આ નાનકડી કૃતિમાં છે. 'અંબરવત તે ઈશ (છ. ૬), અને 'મહા અનુભવ આકાશવત્' (છ. ૩૮)માં ઉપમા છે, તો 'ચરણકમલ' (છ. ૪), વાસના-દોરી અને કાલનટ (છ. ૨૩), બ્રહ્મ-હિમાળો (છ. ૩૯), 'ભરમ-નિશા'

(છ. ૪૦) એ સૌ રૂપક છે. 'વાંઝ તણો સુત જેહ, તેહ જીની રણ ફાવે' (છ. ૩૮) જેવાં વાક્યોમાં વિરોધ કે વિરોધાભાસ છે. કહેવત જેટલી ચોટ સાધતા વાક્ય 'અખા તકના પાનથી અલંબુદ્ધિ ઊપજે નહીં' (છ. ૨૧)માં અર્થાન્તરન્યાસ જોઈ શકાય છે.

વિષયની રજૂઆતને આગવી છટા અર્પનાર છે. ૧૭–૧૮ માં આવતા પ્રશ્નોની પરંપરા કે છ. ૩૬ માંનું પ્રશ્નવાક્ય 'પરબ્રહ્મની પ્રૌઢતા, રસના તે શું શકે કહી?' માં પ્રશ્ન જાતે અલંકારરૂપ બની રહે છે. શબ્દાલંકારની તો આ કૃતિમાં ખોટ જ નથી. આંતર પ્રાસ, અન્ત્ય પ્રાસ, યમક, યમકશૃંખલા, વર્ણસગાઈ ઠેર ઠેર મળે છે.

આ સૌને આપણે અખાની ઉત્તમ કવિત્વશક્તિના પુરાવારૂપ ગણી શકીએ.

## 'અનુભવબિન્દુ'નો છંદ

અનુભવબિન્દુના ૪૦ છપ્પા હસ્તપ્રતોમાં છપૈ, છપ્પય તરીકે ઓળખાવાયા છે. પ્રથમ ચાર ચરણ રોળાનાં અને છેવટનાં બે ચરણ ઉલ્લાલાનાં હોય ત્યારે છપ્પો બને. છ ચરણ જેને હોય તે ચોપાઈ પણ છપ્પો તરીકે ગણાયેલ છે– 'અખાના છપ્પા' માં. પણ અનુભવબિન્દુના છપ્પાને સાચા છપ્પા કહી શકાય. એમાં પણ પહેલા છપ્પાના ખંડ દોહરાને મળતા છે, જ્યારે પછીના ૩૯ છપ્પા રોળાના ખંડો સાથે સામ્ય ધરાવે છે. કેશવલાલ ધ્રુવ પોતાની પ્રસ્તાવનામાં લખે છેઃ—

"...અનુભવબિન્દુમાં એક નવતર છંદ એણે વાપર્યો છે. તે છ ચરણનો હોવાથી છપ્પય કે છપ્પો કહેવાય છે. એનાં પહેલાં ચાર ચરણમાં ચોવીસ અને પછીનાં બેમાં છવ્વીસ માત્રા આવે છે. ચોવીસ ચરણના તેર અને અગિયાર માત્રાના તેમજ ઉલટાક્રમથી

અગિયાર અને તેરના ખંડ પડે છે. પહેલા પ્રકારના ખંડ દોહરાના અર્ધિયાને મળતા છે; અને બીજા પ્રકારના ખંડ રોલાના ચરણના ખંડો સાથે સામ્ય ધરાવે છે. અનુભવબિન્દુના છપ્પાના છવ્વીસા ચરણના પણ બે બે ખંડ પડે છે. આ ખંડ દોહરાના અર્ધિયાના પ્રથમ ખંડના માપના છે. પ્રસ્તુત છપ્પાનો પૂર્વ ભાગ દુહાને મળતો હોઈ તેને દુહાઈ છપ્પો અને રોલા છંદને મળતો હોય તેને રોલાઈ છપ્પો એવા નામથી હું ઓળખાવું છું. અનુભવબિન્દુનો પહેલો છપ્પો દુહાઈ અને બીજા બધા છપ્પા રોલાઈ છે." (પૃ. ૨)

'બૃહત્પિંગળ'માં રામનારાયણ વિશ્વનાથ પાઠકે રોળા અંગે આપેલી વિગતો પણ અહીં વિચારણા માટે ઉપયોગી બને તેવી છે.

"રોળામાં ઘણીવાર ૧૧ ને બદલે ૧૨ મી માત્રાએ શબ્દ પૂરો થાય છે. કેટલાક રોળામાં ત્યાં જ યતિ આવે છે. રોળા જો ગાલાન્ત હોય તો પહેલી ૧૨ માત્રા પછીનો ભાગ ૧૧ માત્રાનો થઈ રહે. પહેલી ૧૨ માત્રાને ૧૩ ગણવી મુશ્કેલ નથી, અંત્ય લઘુ હોય તો તે સહેલાઈથી થઈ શકે, એટલે આ રચના સહેજે ૧૩ + ૧૧ દોહરા જેવી લાગી જાય..." (પા. ૩૯૪)

"રોળાનો અંત્ય સંધિ ચોપાઈના જ અંત્યસંધિના બધા વિકલ્પો ધરાવે છે. રોળાને અંતે દાગા અથવા ગાગા આવે. ઘણી જગ્યાએ ગાલલ પણ આવે. ઘણી વાર ગાલ આવે છે. (ખાસ ફાગુ રચનાઓમાં.)

"રોળા ધોધબદ્ધ પઠનને માટે અનુકૂળ છે. એ ધોધને આદ્ય વેગ આપવા એના પરિચ્છેદોના પ્રારંભમાં 'અહ' કે 'એહ' એવું છંદ બહાર ગદ્યમાં બોલાઈ પછી પઠન શરૂ થાય એવી પરંપરા કેટલાંક પ્રાચીન કાવ્યોમાં નોંધાયેલી મળી આવે છે." (પૃ. ૩૯૨)

"રોળા છંદમાં યતિ છંદનું અંગ નથી એ ખરું પણ તે સાથે એ પણ સ્વીકારવું જોઈએ કે ૧૧મી માત્રાએ યતિ હોય છે ત્યારે રચનામાં એક સુંદર ભંગી આવે છે...૧૧ મી માત્રાએ યતિ આવે એટલે ત્રીજા ચતુષ્કલમાં ત્રણ માત્રા પછી શબ્દ પૂરો થાય. એમ થવા માટે એ ત્રણ માત્રાઓ ત્રણ રૂપે આવી શકે. લલલ, ગાલ અથવા લગા. આમાં ઘણે ભાગે ગાલ, તેથી ઓછી સંખ્યામાં લલલ, અને ક્વચિત જ લગા આવે છે..." (પા. ૩૮૭)

"ચોવીસી રચનાઓ લાંબી છે, અને તેમાં કવિઓએ... આંતરપ્રાસની ભંગીઓ કરી છે. આ જાતની આંતરપ્રાસની ભંગીઓ અપભ્રંશમાંથી ગુજરાતીમાં ઊતરી આવી નથી...તેને માટે પ્રાસ-સાંકળી એવું નામ આપવું મને યોગ્ય લાગે છે. સાંકળના બે અંકોડા એકબીજાને અડીને ભિડાયેલા હોય છે તેમ આ પ્રાસો અડીને પાસે પાસે આવે છે, માટે આને સાંકળી કહી છે. કેટલાક આને યમક સાંકળી કહે છે..." (પા. ૩૯૦)

ઉપરનાં અવતરણો જોયા પછી અનુભવબિન્દુના છંદની વિચારણા કરવી સરળ બને છે. પહેલા સિવાયના છપ્પા રોળામાં છે. રોળા ચતુષ્કલ સંધિના કુલ ૭ આવર્તનોનો બનેલો છે એટલે કુલ ૨૪ માત્રાનો છે. એમાં ૧૧મી માત્રાએ યતિ મોટે ભાગે આવે છે અને ત્યાં જ પ્રાસસાંકળીની ચમત્કૃતિ આણવાનું અખાએ બીડું ઝડપ્યું છે. પણ શબ્દાલંકારની આ કુશળ યોજનામાં કેટલાક અપવાદો પણ છેઃ ૬/૪; ૮/૨; ૧૧/૩; ૧૭/૪; ૨૬/૧; ૩૦/૧, ૨,; ૩૩/૧, ૨,; ૩૪/૩; ૩૫/૪; ૪૦/૪. અપવાદરૂપ એવાં આ ચરણોમાં પણ અખાએ ઘણે સ્થળે કયાં તો આંતરપ્રાસની કે ઉપર વર્ણસગાઈની યોજના કરેલી જણાય છે. પણ જ્યાં આવી પણ કોઈ યોજના નથી એવાં સ્થળ ત્રણ છેઃ ૩૩/૨; ૩૫/૪; ૪૦/૪. આ ત્રણ સ્થળે મળતા

પાઠો ખોટા ગણુવા? કે પછી અખો સો ટકાની સંપૂર્ણતાનો આગ્રહી નથી એમ સ્વીકારી લેવું?

હસ્તપ્રતોના પાઠોમાં છંદદ્દષ્ટિએ માત્રાની વધઘટ સ્થળે સ્થળે જણાય છે. જોડણી પણ એમાં કારણભૂત બને છે. આથી અહીં આપેલી વાચનામાં ગુજરાત વિદ્યાપીઠના કોશ મુજબની જોડણી ઘણે ભાગે રાખી છે. વધારાના શબ્દો કૌંસમાં લીધા છે. આ રીતે યથાશક્તિમતિ છંદની મુશ્કેલી દૂર કરવાનો નમ્ર પ્રયાસ કર્યો છે. અલબત્ત, એ હકીકત છે કે વાંચનારા થોડા ફેરફાર સાથે બીજી રીતે પણ કેટલીક લીટીઓ વાંચી શકે તેમ છે. તે જમાનામાં એ–ઓનું હ્રસ્વ ઉચ્ચારણ પણ હતું અને 'એક'ને સ્થાને 'ઇક' જેવો ઉચ્ચાર થતો એ ધ્યાનમાં લેવા જેવું છે. 'પોહોચે' 'કોહોને' 'જ્યમ–ત્યમ' 'કેહેને' વગેરે ઉચ્ચારણોનો એક વિશિષ્ટ લહેકો આપણે નવી જોડણીમાં ગુમાવીએ છીએ. પણ નવી જોડણી વાચન અને અર્થગ્રહણની બાબતોમાં આજના અભ્યાસીને વધુ અનુકૂળ આવે એ દેખીતું છે.

• • •

## વેદાંતી કવિ અખાકૃત

# ચાળીસ છપ્પા અથવા અનુભવબિંદુ

### ૧

પરમ ધામ પ્રભુ હરિ, (હું) પ્રથમે કરું પ્રણામ;
(તમો) પરમ જ્યોતિ પરબ્રહ્મ સદા, (જ્યાંહાં) ન મળે રૂપ ને નામ.
(તાંહાં) અણછતો હું થઈ પરણમું, વરણવું વાક્યવિલાસ;
(જ્યાંહાં) મન વાણી પોહોચે નહીં, (તાંહાં) શું કહીને સ્તવે દાસ?
નિર્ગુણમાં ગુણ અણછતા, આરોપી અખે ઓચર્યું;
"સત્ય સત્ય પરમાતમા, હું નહિ એહેવી સ્તુતિ કરું.

હે પરમ ધામ પ્રભુ શ્રીહરિ! પ્રારંભે હું (તમને) પ્રણામ કરું છું. જ્યાં નામરૂપ નથી (એવા) તમે સનાતન પરમ જ્યોતિ પરબ્રહ્મ (છો). ત્યાં અસત્ (એવો) હું પેદા થઈને (તમને) પ્રણમું છું (અને) વાણીવિલાસથી વર્ણવું છું. (પણ) જ્યાં મન અને વાણી પહોંચી શકતાં નથી ત્યાં (તમારો આ) દાસ શું કહીને (તમારું) સ્તવન કરે? (છતાં) નિર્ગુણમાં અસત્ ગુણો આરોપીને અખો કહે છે કે "પરમાત્મા સત્ય છે, સત્ય છે; હું (જીવાત્મા) નહિ; એવી સ્તુતિ કરું છું." (૧)

---

૧. પાઠભેદોઃ—પહેલો છપ્પો હસ્તપ્રત ख ग घ च छ માં બીજો છે અને બીજો પહેલો છે.

૧. પ્રથમ- ख ग घ च छ

૨. 'તમો' क માં નથી. સ્વરૂપ-ख ग घ छ

૬. સત્ય અસત્ય- ग. હું નહિ નહિ- क ख ग घ च छ.

૨

નિર્ગુણ ગુણપતિ નામ, ધામ ધર ગુણનું આલે;
અચ્યુત અંબરતીત, દ્વૈત નહિ, નિરંગ નિરાલે.
(તેને) આરોપ્યા ગુણ ઇશ, શીશ ઢળે જેહેને ચમ્મર;
નિકટ રહી અષ્ટ સિધ્ય, નિધ્ય નવ, બુધ્ય બહુ અંમર.
સ્વર વીણા ધરતી થકી, ચિદશક્તિ મહાસરસતી;
(તેને) અખો જમલ જાણી સ્તવે, સર્વાતીત સહુનો પતિ.

જે નિર્ગુણ છે (છતાં) ગુણોના પતિ કહેવાય છે, જે ગુણોનું મૂળભૂત નિવાસસ્થાન છે, જે અચ્યુત છે, જે આકાશથી (પણ) પર છે, જ્યાં દ્વૈત નથી, જે અંગરહિત (=અખંડ, એકરૂપ) છે, જેનું અધિષ્ઠાન કે આધાર અન્ય કાંઈ નથી, (તે બ્રહ્મમાં) ઈશ્વરના ગુણ આરોપ્યા. (કહ્યું કે) તેને શિરે ચમ્મર ઢળે છે. આઠ સિદ્ધિ, નવ નિધિ, (અને) બહુ બુદ્ધિશાળી દેવો (તેની) નિકટમાં રહે છે. (તેની) ચિતશક્તિ મહાસરસ્વતી સ્વર (સરજનારી) વીણા ધારણ કરતી હોઈને, તેને પોતાના ભેગી જાણી અખો સૌથી પર (છતાં) સૌના પતિ (એવા પરમાત્માને) સ્તવે છે. (૨)

૨. પાઠભેદોઃ—

૧. ॐ નમો નિર્ગુણ-ख. ॐ નિર્ગુણ-ग घ च छ. ગુણપતિ ધામ —ख ग घ च छ. આલય-ख

૨. દ્વૈત- ख ग घ च छ. નિરંગને સ્થાને નિર્ગુણ ख ग घ च छ નિરાલય ख.

૩. (તેણે)-ख ग घ च छ. શીશ ધરે ख ग घ च छ

૪. નીક રહી ख ग घ च छ. અષ્ટિ-ग घ. બુધ કહુ—क. અંબર-ख ग घ च छ.

૫. વેણા—क ख ग घ च छ. સ્થકી-क.

૬. જે સર્વાતીત—क. સર્વનો પતિ—ख ग घ च छ.

૩

અનુક્રમે કહું એહ, જેહ છે પ્રપંચ પારે;
તત્ત્વમસિ પદ જેહ, તેહ કહું વાણી ઉચારે.
કૈવલ્ય ઈશ્વર જીવ, ભેદ વદું વિવિધ વિચારે;
અંબરવત મન થાય, જાય ગુણ તત્ત્વ જ ધારે.
જ્ઞાન–ભક્તિ–વૈરાગ્ય ધર, બોલે અખો વાણી અમલ;
(એ) ભાષા બ્રહ્મવિચાર વિધિ, સમજે તો નર જ્લકમલ.

જે પ્રપંચની પાર છે તેને હવે હું અનુક્રમે કહું છું. (શ્રુતિ અનુભવગમ્ય મહાવાક્ય) જે 'તત્ત્વમસિ' (=તે તું છે) તે વાણી દ્વારા સમજાવું છું. કૈવલ્ય (=નિર્ગુણ બ્રહ્મ), ઈશ્વર (=સગુ બ્રહ્મ) અને જીવના ભેદ જુદી જુદી દૃષ્ટિથી કહું છું. મન (નિર્લેપ) આકાશ જેવું થાય તો ગુણ જાય અને તત્ત્વને જ (તે ધારણ કરે. જ્ઞાન ભક્તિ અને વૈરાગ્ય જેના મૂળમાં છે એ નિર્મળ વાણી અખો બોલે છે. બ્રહ્મવિચારના વિધિની એ ભા સમજે તો માણસ (સંસારમાં) જળકમળવત્ (થઈ રહે છે). (૩

૩. પાઠભેદો:—

૧. અનુક્રમે (મેં) ख ग घ च छ. જેહેને પરપંચ-ग घ. પરપંચ क.
૨. પદ એહ તે કહું વાંણી ઓચારે-क.
૩. કેવલ-क ग. તે કહું-क ग. તે વંદુ -रा घ. તે વદું- घ ઈ પ્રકારે-च;
૪. વૈરાગ ધરે-क.
૬. સમજંતો क. સમજતો ग घ च छ.

૪

જાણી લે જગદીશ, શીશ સદ્ગુરુને નામી;
અવસર છે આ વાર, સાર શ્રીપતિ ભજ સ્વામી.
જો જોવું નથી દૂર, ઉર અંતર અવિલોકી;
ટાળ અસત અહંકાર, ચાર સ્થળ રહ્યો જે રોકી.
ચરણકમળ ગુરુદેવનાં, સેવંતાં સદ્ય હરિ મળે;
(જેમ) અર્કતણા ઉદ્યોતથી, અંધકાર અખા પળે.

સદ્ગુરુને શીશ નામી (એમની સેવા અને ઉપદેશ દ્વારા તું) જગદીશને જાણી લે. આ (મનુષ્યાવતાર સુંદર) અવસર છે. (સર્વના) સારરૂપ સ્વામી શ્રીપતિ-હરિને ભજ. (તારે) કશે દૂર જોવાપણું નથી. હૃદયમાં દૃષ્ટિ નાખી એ સુંદર સ્થળને રોકી રહેલા અસત્ અહંકારને ટાળી દે. સૂર્યના પ્રકાશથી જેમ અંધકાર (તરત) પળે છે; તેમ ગુરુદેવનાં ચરણકમળ સેવતાં હરિ તરત મળે છે. (૪)

૪. પાઠભેદોઃ—
૨. ભજ સ્વામી—क
૩. જો જોવું-ग ग घ च छ. નહિ દૂર-छ. અવિલોકી-क ख ग घ च छ
૪. એહંકાર- क. ચારુ સ્થલ- क ख ग घ च.
૫. સેવતાં-क ग.
૬. અર્કનાં- क ख ग घ च छ. અંધકાલ-क.

૫

(એ) મહામન છે માહંત, સંત કો સયાણા જાણે;
(અહીં') લઘુબુધનો નહિ લાગ, વાગ વિચિત્ર વિખાણે.
મનસા વાચા કાય, પાય વિણ પંથ વિચરવું;
(એ) સુગરો જાણે સંચ, પંચ પર અનુભવ ધરવું.
લિંગચતુષ્ટય વિણ અખા, ચિદ્યોનિ ચતુર્દિશ ભર્યો;
(તે) નિરાલંબ, નર નાગ સુર અલગ રહે, સત–આવર્યો.

(એ બ્રહ્મીભૂત) મહાત્મા અત્યંત બુદ્ધિશાળી હોય છે. કોઈ શાણા સંતો (એ) જાણે છે. ટૂંકી બુદ્ધિવાળાની અહીં' પહોંચ નથી. એઓ તો વાણીની ચમત્કૃતિ (જ) વખાણે છે. (અથવા મહાત્માના વ્યાખ્યાનની રહસ્યમય વાણી તેઓ સમજી શકતા નથી.) (આ અધ્યાત્મને) માર્ગે (તો) મન વાણી શરીર અને પગ વગર વિચરવાનું છે. જેને સદ્ગુરુ મળ્યા છે તે જ પંચ (મહાભૂતોથી) પર (પરમાત્માનો) અનુભવ કરવાની કરામત જાણે છે. (સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એવા) ચાર પ્રકારના લિંગદેહ વગર ચૈતન્યરૂપ પરમાત્મા સર્વત્ર વ્યાપી રહ્યો છે. તેને કશું આલંબન –આધાર નથી, (પણ તેનું આલંબન કરીને) (પૃથ્વી પરના) મનુષ્યો, (પાતાળના) નાગો, અને (સ્વર્ગના) દેવો અલગ અલગ રહે છે. તે (કેવળ) સત્–સ્વરૂપ છે. (૫)

૫. પાઠભેદઃ–

૧. માહંતનો–क ख च. કોય સંત સયાણા જાણે–ख ग घ छ કો–च.

૨. વખાણે–ख ग घ च.

૩. વિચરવો–क

૪. ધરવો–क.

૫. ચિદ લોને–ख ग च. ચિદ લોની–क घ छ.

૬. (તે) નથી–ख. સત્ય–ख ग घ छ. અવર્યો–क

૬

(તે) નહીં તેજ ને તોય, દોય નહિ અવની—વાયે;
આકાશ—આઘેરો જેહ, તેહ નિગમ નેતિ ગાયે.
ત્રિગુણ નહીં, ત્રય શૂન્ય, પુણ્ય નહિ, પાપ ન ધારે;
રક્ત પીત નહિ શ્વેત, નીલ નહિ ચિત્તવિચારે.
*ગતિ અવગતિ તે તાંહાં નહીં, (તો) કહો વાચા કેઈ પેરે વદે?*
અંબરવત તે ઈશ, ઓળખ અખા સદ્ગુરુ—હદે.

તે નથી તેજ અને નથી પાણી. (તે) પૃથ્વી અને વાયુ (પણ) નથી. આકાશથી પણ ઊંચા એવા તેને વેદ 'નેતિ નેતિ' કરી ગાય છે. (સત્ત્વ, રજસ્ અને તમસ્ એ) ત્રણ ગુણ તે નથી. (તે તો) ત્રણેથી રહિત છે. તે પુણ્ય નથી. તે પાપ (પણ) ધારણ કરતો નથી. તે લાલ પીળો કે ધોળો નથી. ચિત્ત કલ્પે છે (તેવો તે) નીલ (= શ્યામ) નથી. ત્યાં નથી ગતિ કે અવગતિ. (આમ હોવાથી) કહો કે વાણી એને શી રીતે કહી બતાવે? આકાશ જેવા (વિશાળ, નિર્મળ ને નિર્લેપ) તે ઈશ્વરને તું સદ્ગુરુના હૃદયમાં ઓળખી લે. (૬)

---

૬. પાઠભેદો :—

૨. આઘેરું—क ख ग घ छ.
૩. નિર્ધારે—ख ग घ च छ.
૪. રક્ત પીત શુભ્ર શામ—क ख ग घ च छ. ચેંત—क.
૫. ગત અવીગત—क. તા તે નહીં—ग घ. તાં તે—ख च छ.
૬. અમરવત—च.

૭

દિશ વિદિશ દિનરાત, જાત નહિ વર્ણ વિચારે;
દશ ખટ અષ્ટ ને એક, નેક પરપંચને પારે.
(જેમ) ભાન ભુવન મધ્ય વાસ, (ઉ)જાસ અંબરથી આપે;
તેમ (એ) જકત–જંજાળ, કાળ–માયા શિર થાપે.
આપ અંબુ–ઈન્દુ વિધે, અલગ રહ્યો ઝળકે અકળ;
(એ) સહજ વિનોદ શ્રીહરિ તણો, સમજ અખા વરતે સકળ.

દિશા અને ખૂણા, દિવસ અને રાત (તેને નથી). (તેની) વર્ણ વિચારતાં (તેને) જાત જ નથી. સાચે જ તે (પ્રકૃતિનાં) પચ્ચીસ તત્ત્વોની—(જગત–) પ્રપંચની પાર છે. જેમ સૂર્ય ભુવનમાં વસનારને આકાશમાંથી પ્રકાશ આપે છે તેમ કાળ અને માયા એ જગતની જંજાળને (પ્રાણીઓને) શિરે સ્થાપે છે. આપ (=જીવાત્મા) પાણીમાં (પ્રતિબિંબિત) ચંદ્ર જેવો છે. (આકાશમાંના ચન્દ્રની માફક) અલગ રહેલો અકળ (=પરમાત્મા) (સાચી રીતે) ઝળકે છે. શ્રીહરિનો એ સહજ વિનોદ છે—લીલા છે. (આ રીતે) સકળને પારખી લેવું તે સમઝ (=જ્ઞાન). (૭)

૭. પાઠભેદોઃ—

१. देसविदेस—क वर्णविचारं—ख च छ.

२. परपंचने पारं—ख च छ. पैरे—क.

३. भांणु भोवंनं—क.

४. सेहेज—क ख घ च. सहेज—छ.

## ૮

માહાપદનો એ મર્મ, ચર્મ વિણ ચિદ્રૂપે દીસે;
(જેમ) અવિલોકે બહુ લોક, મુખ વિણ માય અરીસે.
(જેમ) દીપકનો એક દેહ, તેહ થકી થાય અનંતા;
(તેમ) વસ્તુ વિશ્વ ઉતપન્ન, અન્ય નહિ આપ નિયંતા.
લોક ચૌદ ચિદ વિસ્તર્યો, અંબર-આધું એમ લહ્યું;
અખા આપ વિસ્તાર વિધ, જગત ભેદ જાણી કહ્યું.

મહાપદનો મર્મ એ છે કે તે ચર્મ (=દેહ) વગર પણ ચૈતન્યમય દેખાય છે—જેમ લોકો અરીસામાં સમાયા વગર તેમાં પોતાનું મુખ વારંવાર જુએ છે તેમ. એક જ દીવાથી જેમ અનંત દીવા પ્રગટે તેમ વસ્તુથી વિશ્વ ઉત્પન્ન થયું છે. નિયંત્રણ કરનાર બીજું કોઈ નથી, તે પોતે જ છે. ચૌદે લોકમાં ચેતન (પરમાત્મા) જ વિસ્તરેલો છે. આકાશથી ઊંચા (તે બ્રહ્મ-)ને મેં આ રીતે ઓળખ્યું છે. 'આપ'ના વિસ્તારની રીત મુજબ જગતનું રહસ્ય જાણી (મેં તે અહીં) કહ્યું છે. (૮)

---

૮. પાઠભેદોઃ—

૧. ચર્મ વીનાં ચીદમાં દીસે—क.

૨. મોક્ષ વંનંમાંહે અરી છે—क. મુખ વિના-ख ग घ छ. ('મુખ'નો ઉચ્ચાર 'મોખ'—ઓ હ્રસ્વ બોલાય)

૩. દેહ એક—क ख ग ध च छ.   ૪. વસ્તુથી—क.

૫. અમર-આધું—ग प च छ. અવર-क.

૬. વિધ એ જુક્તભેદ—क.

૯

(એક) અવનીનો કહું અર્થ, વ્યર્થ રખે અક્ષર ખોતા;
સહેલો તે સમજાય, કાય મન સ્થિર કરે શ્રોતા.
ભૂ ભુવન ભક્ષ ધાત, શાખ વસનાદિક રૂપે;
સ્થાવર જંગમ જાત, ભાત અતિ સૂક્ષ્મ અણુપે.
સુર નર નાગ વૈકુંઠ લગે, દષ્ટે જે દીસે સહુ;
અખા અવની એક એ, એમ આત્મા વ્યાપ્યો બહુ.

(હવે) અવનીનો અર્થ કહું છું. રખે તમે અક્ષરને નકામો ખોઈ નાખતા! શ્રોતા જો શરીર અને મનને સ્થિર કરે તો તે (અવનીનો અર્થ) સહેલાઈથી સમજાય. જમીન, ઘરબાર, ખાદ્ય પદાર્થો, વાસણકુસણ, અનેક વસ્ત્રાલંકાર, સ્થાવર અને જંગમની (સ્થૂલ) સૃષ્ટિ, અણુથી પણ સૂક્ષ્મ ભાતો, દેવ માનવ અને નાગ (=સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ)થી ઠેઠ વૈકુંઠ લગી જે કાંઈ નજરે ચઢે તે બધું એક અવની છે. આ જ પ્રમાણે (એક જ) આત્મા અનેકમાં (કે અત્યંત) વ્યાપ્યો છે. (૯)

---

૯. પાઠભેદો:—

૧. વ્યથ—ख ग घ. મથ—ङ.

૨. સહેજે તે—छ.

૩. ભક્ષ્ય—ख ग घ च छ. ૪. અણુરૂપે—क.

૫. લગ્ન—ख ग घ च, દષ્ટીએ—क.

૧૦

વળી કહું એક દૃષ્ટાંત, શાંત મન સુણતાં પામે;
(જેમ) પુરુષ એકે કર્યું સેન, ઘેન જેમ જાગ્રત વામે.
(તેને) વાધ્યો સ્વપ્નસંસાર, પાર વિણ પ્રૌઢો રાજે;
(તેને) હય હસ્તી નહિ પાર, ચાર સ્રી પુત્ર વિરાજે.
લક્ષ કોટિ રૂપે અખા, એક જંત જેમ વિસ્તર્યો;
સર્વાતીત એક આતમા, એ વિધ્યે સભરા ભર્યો.

સાંભળવાથી મનને શાંતિ થાય (તેવું) એક વધારાનું દૃષ્ટાંત (તમને) કહું. એક માણસ સૂઈ ગયો ને ઘેનમાં પડ્યો. (એની) જાગ્રત અવસ્થા શમી ગઈ. સ્વપ્નનો સંસાર વધતો ચાલ્યો. અપાર ગૌરવથી તે શોભવા લાગ્યો. (તેને ત્યાં) હાથીઘોડાનો પાર રહ્યો નહિ. સુંદર સ્ત્રી તથા પુત્રથી તે અતિશય શોભવા લાગ્યો. એક જીવ આમ લાખો અને કરોડો રૂપે વિસ્તર્યો. એ રીતે સહુથી પર એવો એક આત્મા (સર્વત્ર) સભર ભર્યો છે. (૧૦)

---

૧૦. પાઠભેદઃ—

૩. બાંધ્યો—ग घ च. પાર વિના—क ख ग घ च छ. પાર વીસ્યુ પોરા સાજા-क.

૪. ચારે બીઆ પુત્ર વેરાજ—क.

૬. એ આતમાં—क.

૧૧

(જેમ) વારિધિ કેરાં વાર, ચાર દિશોદિશ ચાલે;
(તે) પ્રથવીએ પથરાય, (વન)રાય સહુ ફૂલે ફાલે.
ઊગરતું (જે) રહે અંબુ, સંગ ઢળી આવે ઢાળે;
(તેનું) નદી તે નામ ધરાય, ન્હાય સહુ મહિમા ભાળે.
(તે) ગર્વભરી ગાજે અખા, (પણ) સરું ન જુએ સરિતા સહી;
જેમ સાગર તેમ શ્રીહરિ, વચ્ચે જીવ નદી-થઈ વહી.

સમુદ્રનાં પાણી (વાદળ રૂપે) ચારે દિશાઓમાં ઘૂમે છે. (વરસાદ રૂપે) તે પૃથ્વી ઉપર પથરાય છે. (જલસિંચનથી) બધી વનરાજિ ફૂલે ફાલે છે. જે પાણી બાકી રહે તે ભેગું થઈ ઢાળ પરથી નીચે ઢળી આવે છે (અને તેનો પ્રવાહ ચાલે છે). તેને નદીનું નામ અપાય છે. તેમાં સૌ નહાય છે (અને તે નદીનો) મહિમા ભાળે છે. (મહિમા = મોટાઈથી) તે (નદી) ગર્વભેર ગાજે છે. પણ એ (નાનકડી) સરિતા પોતાનો (આરંભ કે) અંત (જે સાગર તેને) સાચે જ જોતી નથી (અને પોતાને સ્વતંત્ર અને શક્તિશાળી કલ્પે છે). (આ દૃષ્ટાન્તમાં) જેવો સાગર છે તેવા જ શ્રીહરિ પણ છે. (આદિમાં પણ તે જ છે અને અંતમાં પણ તે જ છે). મધ્યમાં જીવરૂપી નદી થઈને વહે છે. (પોતાના આરંભ અને અંતને ન જાણતો અજ્ઞાની જીવ પોતાને સ્વતંત્ર કલ્પી અહંતા અને ગર્વ સેવે છે.) (૧૧)

---

૧૧. પાઠભેદો :—

૧. દશોદિશ—क ख ग घ च छ.

૩. સાગર ઢળી—क. તે સંગ—ख ग घ छ.

૫. ગર્વભરી—क ग घ छ સારૂ—क. સલિતા—क ग.

૬. હું થઈ વહી—क. થઈને—घ.

## ૧૨

જીવ થતે જંજાળ, કાળમાયા વશ પડિયો;
પિતૃ ઋણ ગ્રહ દેવ, સેવની વડ જડ જડિયો.
ધન દારા સુત માત તાત જીવિકા વશ વરતે;
(તેમાં) અધિક ન્યૂન જો હોય, તો ય છૂટે નહિ મરતે.
અણસમઝે અહમેવ વશ, મર્મ ન સમઝે મંદધી;
પ્રપંચ માંહ પચ્યો અખા, (જેમ) સર્પિસ્ મે વણસે દધિ.

(આમ) જીવભાવ થતાં જગતની જંજાળ પેદા થાય છે (અને જીવ) કાળ અને માયાને વશ થઈ જાય છે. (પરણીને સંસાર માંડી) પિતૃઓનું ઋણ અદા કરવું, (માનતા અનુસાર) ગ્રહોની શાંતિ કરવી, દેવોની સેવાપૂજા કરવી, (વગેરે) મોટાં બંધનોમાં તે જકડાય છે. ધન, પત્ની, પુત્ર, મા, બાપ અને આજીવિકાને તે વશ બની જાય છે. તેમાં ઓછાવત્તાપણું હોય તો પણ મરતા સુધી (આ બંધનોમાંથી તે) છૂટી શકતો નથી. અણસમજને લીધે અહંતાને જ વશ મંદબુદ્ધિવાળો (તે પ્રાકૃત જીવ) મર્મ સમજતો નથી. સંસારમાં તે રચ્યોપચ્યો રહે છે. (જેમાં ઘી સૂક્ષ્મ રીતે સર્વત્ર રહેલું છે એવું) સર્પિસ્મય દહીં વણસે (તેના જેવી આ દશા છે.) (દહીં વણસતાં તેનું ઘી થતું નથી તેમ અહંતા-મમતામાં રાચતો જીવ આત્મસ્વરૂપને પામતો નથી.) (૧૨)

૧૨. પાઠભેદોઃ—

૨. પિત્રીરણ-ख ग घ च. ગ્રહે-च. ગ્રેહેવાદે સવંન-क સેવ્ય-ख ग घ

૩. જીવ કામવશ વરતે-ग घ.

૫. વણસમઝે-घ च छ.

૬. અખા પરપંચ માહે પચ્યો-क ख ग घ च छ સરપીશમે-ख ग. સમે-घ च छ. વહ્ણે દધિ—ख ग. વંઠે—क.

૧૩

અકસ્માત ઉલ્લાલ, કાલયોગે દઇ કિરણી;
તેમ આતમ-ઉદ્યોત, જ્યોત દેહ મધ્ય આવરણી.
ત્યારે ઊપજે ભાવ, સાવ સ્વતંતર થાવા;
પ્રગટે ભક્તિ-વિરાગ, માગ જડે (નિજ) ઘર જાવા.
ચરણકમળ ગુરુદેવને, શરણ જવું સદ્ય ઊપજે;
સેવંતાં સાયુજ્ય તાંહાં, અખા પામે વર વિજે.

(વાદળોથી ઢંકાયેલો) સૂર્ય કાળયોગે અકસ્માત્ પ્રકાશ આપે છે, તેમ આત્મા (રૂપી સૂર્ય) દેહનાં આવરણની મધ્યમાંથી (પણ અકસ્માત્) પ્રકાશ આપે. તે ટાણે (જગતની જંજાળથી) સાવ સ્વતંત્ર—અલગ—થઈ જવાનો ભાવ ઊપજે, ભક્તિ અને વૈરાગ્ય પ્રગટે, અને પોતાને ઘેર જવાનો (=પરમ ધામને પામવાનો) માર્ગ જડી જાય. (તે જ સમયે) ગુરુદેવનાં ચરણકમળને શરણે જવાનું એકાએક બની આવે. ત્યાં સાયુજ્ય (=એકાત્મભાવ) સેવતાં શ્રેષ્ઠ વિજય (જ્ઞાની) મેળવે. (૧૩)

૧૩. પાઠભેદો:—
૨. જ્યોત ઘે—ગ ઘ.
૪. વૈરાગ્ય-ક ख ग घ च छ.
૫. જવું...ઊપજે-ख ग घ च छ.
૬. સાયોજ્યની-ग च छ. સાયોજ્ય ગતી ख घ.

૧૪

સાન સમી કહે સંત, જંત હરિ દેખે જમલો;
ઊંજંતાં જેમ જાય, કાયથી કાસળ કમળો.
આમય વરજે અંગ, લંગ લય થાયે લેખે;
(શમી) જાય સકલ વિકાર, પાર નર પામે પેખે.
આલોચે અંબર વિષે, લીન થાય લક્ષે કરી;
જંતુ જાય નિજ આલ, જાલ અખા સહુ પરહરી.

સંતો સમી સાન (= સાચી સમજ) ઉપદેશે છે કે જેથી માણસ હરિને પોતાના ભેગો—પોતાનામાં જ જુએ. ઊંજવાથી જેમ કમળાનું કાસળ શરીરમાંથી જાય, બીમારી શરીરમાંથી દૂર થાય, (તેમ સંતના ઉપદેશથી) લિંગનો (= દેહભાવનો) સરવાળે લય થાય, બધા વિકાર શમી જાય, અને માણસ આત્મસ્વરૂપને જુએ. (આકાશ એક અને અખંડ છે. દૃષ્ટ સૌ પદાર્થો એમાં જ છે, એનાથી ભિન્ન નથી, એ રીતે) આકાશની બાબતમાં વિચારે, (તે પ્રમાણે વિચારીને હરિને) લક્ષ બનાવી (તેમાં જ ચિંતન અને મનન દ્વારા) લીન થાય તો માણસ (જગતનાં) બધાં બંધનોને દૂર કરી દઈને પોતાને મૂળ ધામે જાય છે. (બ્રહ્મમય બની રહે છે). (૧૪)

---

૧૪. પાઠભેદોઃ—

૩. આમે ન વર્તે અંગ—ख. આમે વર્તે અંગ—च छ. લિંગ લય પામે લેખે—छ

૪. પાર મન—क.

૬. સર્વ પરહરી—क થી छ.

૧૫

(જેમ) વૃષાકાળ હોયે ગત્ય, રત્ય જે રૂડી દીસે;
ઘોનું ડોહોલ પલાય, વાય મંદ હલુયા હીસે.
ચાસન ચમકે ચંદ, ધંદ સહુ મનનો ભાગે;
તેમ ભાગે ભવભ્રાંત, કાંત હોયે હુતી આગે.
વપુ વિમલ હોયે વેગે, ચતુર લિંગ લેખે લહે;
ચિદાકાશ ચિદમે અખા, ધ્યે ધ્યાતા સમરસ રહે.

વર્ષાકાળ વીતી જતાં ઋતુ (શરદ) રૂડી દેખાય, આકાશનું ડહોળાપણું દૂર થઈ જાય, મદ (મંદ વાતા) હળવા પવન આનંદે, ચંદ્ર ખુલ્લેખુલ્લો પ્રકાશે. તે પ્રમાણે (જ્ઞાનથી) મનની બધી ઉપાધિઓ દૂર થાય ત્યારે ભવની–સંસારની–ભ્રાંતિ ભાગે (અને) અગાઉના જેવી કાંતિ સાંપડે. (જેમ જલાશયોનાં) પાણી (નિર્મળ બને તેમ) શરીર નિર્મળ બને. (સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એ) ચાર લિંગદેહનું લેખું થાય (એમનું તારતમ્ય સમજાય). (આ રીતે) ચિદાકાશ ચૈતન્યરૂપ બની જતાં (એટલે બ્રહ્મજ્ઞાનની સ્થિતિમાં જ્યારે જીવાત્મા બ્રહ્મીભૂત બની રહે છે ત્યારે) ધ્યાતા અને ધ્યેય સમરસ—એકરૂપ બની રહે છે. (૧૫)

---

૧૫. પાઠ ભેદ:—

૧. ગત રત જેમ—क. જેમ—ख छ. ૨. હલુઆ—क ख ग घ छ.
૩. ધંધ સર્વ—क થી छ. ચારંદ—ख. સર્વ મનનો—क થી छ.
૪. ભાગે—क. ભવભ્રાંત્ય, કાંત્ય હુતી જ્યમ આગે—ख ग घ छ
૫ હોયે વીર—क.

૧૬

જેમ દીપકને વહ્નિ, વહ્નિ દીપક નહિ દોયે;
(તેમ) સ્વામી સેવક જાણુ, વાણુ કેહેવાને હોયે.
જેમ સૂરજને કીર્ણ, ચર્ણ જેમ શિર મુખ દેહને;
તેમ છે એ વહેવાર, પાર જડે જુએ તેહને.
જીવન્મુક્ત કહેવાય અખા, વચન ન લાગે તે સ્થલે;
ગુરુગમ્યે આલોચતે, સરલ પડે સર્વ એ કલે.

જેમ દીવો તે અગ્નિ છે, દીવો અને અગ્નિ બે (જુદા) નથી, (તેમ) સેવક અને સ્વામીને (એક જ) જાણુ. વાણી (તેમના વિષે) કહેવા માટે છે. (વાણીથી ઓળખાવવા જતાં તે ભિન્ન ભાસે છે.) જેમ સૂરજને કિરણુ છે, શરીરને પગ-માથું-મોં છે, તેવો એ વહેવાર છે. (સૂરજથી કિરણુ જુદાં નથી; શરીરથી પગ-માથું-મોં જુદાં નથી.) જે (આ રીતે બધું) જુએ તેને પાર જડે છે—સત્ય સમજાય છે. (તે) જીવન્મુક્ત કહેવાય છે. તે (દશાનો અનુભવ) વાણીથી પર છે, (વાણીથી તેનું વર્ણન થઈ શકતું નથી.) ગુરુએ આપેલી સમજથી ઊંડો વિચાર કરી એ કળી જતાં બધું સરળ થઈ પડે છે (૧૬)

---

૧૬. પાઠભેદોઃ—

૬. ગુરુગમ્યે ઘ ચ. આલોચતાં—ક

સરલ ગ ઘ ચ છ સમ્વલ—ક. એકલે-ક થી છ.

૧૭

ને ક્યાંહાંથી ક્યાંહાં જાય? કાય નહિ કશો વ કેહેવા;
વચન જ તાંહાં ન સમાય, જાય કોણ કેહેને લેહેવા?
ક્યાંહાં છે ને વિણ ઠામ, ધામથી દૂર કહું નેડે?
ક્યાંહાં છે ઊંચ ને નીચ? ક્યાંહાં છે મધ્ય ને છેડે?
કયહીં અવકાશ ન ને વિના, અધિક નહીં તો શું કરું?
શાથી શું કાઢું અખા? શામાં શું લાવી ભરું?

(પરમાત્મા સર્વવ્યાપી હોઈને) તે ક્યાંથી ક્યાં જાય? શરીર ન હોવાથી તે કેવો છે તે કહી શકાય તેમ નથી. વાણીને ત્યાં અવકાશ જ નથી. (એનાથી ભિન્ન બીજું કશું જ ન હોવાથી) કોણ કોને મેળવવા જાય? એના વગરનું, એ ધામથી દૂર કે પાસે કહી શકાય એવું સ્થાન જ ક્યાં છે? (એમાં) ઊંચ ને નીચ (ના ભેદ) ક્યાં છે? (એને વળી) મધ્ય અને છેડો ક્યાં છે? જ્યાં એ ન હોય એવી કોઈ ખાલી જગા છે જ નહિ. એનાથી અધિક (કશું) નથી. તો હું કરું શું? (સદા સર્વદા એ પરિપૂર્ણ જ હોવાથી) શાથી હું શું કાઢું અને શામાં શું લાવીને ભરું? (૧૭)

---

૧૭. પાઠભેદ:—

૧. ક્યાંથી ને ક્યાં જાયે કોણ કશો નહીં તે કેહેવા—ક

૧. સાથ સુ કાઢું—ક. આની ભરું—ા પ.

૧૮

કોને કહું હું મર્ત, તર્ત જો જીવત દેખું?
કોને કહું હું સ્થૂલ, મૂલ જો સૂક્ષમ પેખું?
કોને કહું મહાભાગ, જાગ નહિ હીણો કેહેવા?
કોને કહું હું ઊંચ, નીચ સ્થલ નહિ કો રેહેવા?
વેત્તા વિણ વેજ વિના, કોણ અખા કોને કહે?
જ્યાંહાં નહિ શબ્દ–ઉચ્ચાર વિધિ, ચિદાકાશ ચિદમે લહે.

તરત જ જો (આત્મારૂપે તેને) જીવતો જોઉં છું તો હું મરેલો કોને કહું? મૂલ સૂક્ષ્મ છે એમ જો જોઉં છું તો હું સ્થૂલ કોને કહું? હીણો કહેવાને અવકાશ (જ) નથી તો હું મહાભાગ કોને કહું? રહેવા માટે કોઈ ઊંચું સ્થળ (જ) નથી તો હું નીચું કોને કહું? વગર જાણનારે અને જાણવાની વસ્તુ વગર કોણ કોને કહે? જ્યાં શબ્દોચ્ચારનો વિધિ (શક્ય જ) નથી (તેવી અનુભવ-દશામાં) ચેતન જીવાત્મા પરમ ચૈતન્ય (પરમાત્મારૂપ) બની રહે છે. (૧૮)

---

૧૮. પાઠભેદો :—
'કોને'ને સ્થાને 'કેહેને'—क.
૪. નીચ ઊંચ સ્થલ—ख ग घ च छ.
વચન ન તહાં સમાય, જાય કોણ કેહેને લેહવા ?—घ.
૬. ચિદમે રહે—ग.

૧૯

નહિ લેહેનારો કોય, દોય નહિ દિલને ધરવા;
એવું અચરજ એહ, જેહ નહિ પંથ વિચરવા.
જાંહાં નહિ શબ્દોચ્ચાર, સાર છે તાંહાં (જ) સહચવા;
ઉપા—ઉપાંતર નાહિ, તાંહિ છે કાંઈક સહાવા.
આપ મરતે એ અખા, સેહેજે સેહેજ સચાઈએ;
લેખે લિંગ લાગે થકે, વણબોલ્યું શું ગાઈએ?

(જ્યાં) પામનાર (કે જોનાર) કોઈ (બીજો) નથી, દિલને (ધ્યાન) ધરવાને (પણ) બીજો નથી, જ્યાં જવાનો કોઈ પંથ નથી, એવું એ આશ્ચર્ય છે. જ્યાં શબ્દોચ્ચાર નથી (એવી અનુભવદશામાં) આનંદવામાં જ સાર (સમાયો) છે. કાંઈક પકડવા કે મેળવવા માટે ત્યાં જાતજાતના ઉપાય (કરવાના) નથી. આપ (=અહંભાવ) મરતે આપોઆપ (કે પૂર્ણપણે) આનંદિત બનીએ. લેખું કરવામાં (=વાણીથી કહી બતાવવામાં) લિંગ લાગે (=નામરૂપના ભેદ થાય) તેથી (જે) વણબોલ્યું (=વાણીથી પર) છે તેને કેમ ગાઈએ? (૧૯)

૧૯. પાઠભેદોઃ—

૨. આચર્જ-क.

૩. તાંદાં નહી-क. સરવા-क સહરવા ग.

૪. ઉપાય-क ख ग घ च छ. કાંઈયેક-च छ.

૫. સહરાઈએ— ख ग घ च छ.

૨૦

(જેમ) રુદન કરે રણમાંહ, તાંહ કોણ કરતો વારે?
તેમ જાણેવાં કર્મ, ધર્મ શો અર્થ જ સારે?
(જેમ) તિમિર ભરીને પાત્ર, માત્ર જન રહ્યો ઉલેચે;
જેમ કો કુસુમ—આકાસ, તાસ ઘર ઘર રહ્યો વેચે.
તેમ અધ્યાતમ જ્ઞાન વિના, કૃત્ય સકલ જાણો અખા;
મંદમતિ માની રહ્યા, કરતા દીસે પખપખા.

અરણ્યમાં રડનારને ત્યાં કોણ રડતું અટકાવે? (અરણ્યરુદનથી કશો અર્થ સરતો નથી.) કર્મધર્મ પણ તે રીતનાં જાણવાં. તેમનાથી શો અર્થ સરે? જેમ કોઈ માણસ વાસણમાં અંધકાર ભરીભરીને ઉલેચતો રહે, જેમ કોઈ માણસ આકાશકુસુમને ઘેરે ઘેર વેચતો રહે, તેમ અધ્યાત્મજ્ઞાન વિના (થતાં) બધાં કૃત્યો (મિથ્યા છે એમ) જાણો. મંદ બુદ્ધિવાળા (અજ્ઞાની મનુષ્યો કર્મધર્મને સાચાં) માની રહ્યા છે અને (જગતમાં) પક્ષાપક્ષી (=વાદવિવાદ કે ઝઘડા) કરતા દીસે છે. (૨૦)

---

૨૦ પાઠભેદો:—

૧. વનમાંહે—ગ ઘ છ.

૩. માત્ર જ રહ્યો—ગ ઘ છ.

૫. કર્મ સકલ જાણે—क.

૨૧

કો કરતા દીસે ગાન, તાનને સાધન માને;
(કોને) વર્ણાશ્રમ અભિમાન, દાન છે મુજ સમાને.
કો સાધે અષ્ટાંગ, સાંગ કાયાકૃત્ય જાણે;
કો કરે પૂજન દેવ, સેવ અધિકતા આણે.
એ સહુ કાયાક્લેશ છે, મનમાનીનતા એ સહી;
અખા તક્રના પાનથી, અલંબુદ્ધિ ઊપજે નહીં.

કોઈ (કીર્તનના રાગડા તાણી તાણીને) ગાન કરતા દીસે છે (અને તેઓ ગાવાના એ) તાનને (=તલ્લીનતાને) (મુક્તિનું) સાધન માને છે. કેટલાકને વર્ણાશ્રમનું અભિમાન છે. મારા જેવાને દાન (મહત્ત્વનું) છે. કોઈ અષ્ટાંગ યોગ સાધે છે. અંગો સહિત કાયાનાં કૃત્ય (=દેહદમન) (તેઓ) જાણે છે. કોઈ દેવપૂજન કરે છે અને દેવસેવામાં ઠાઠમાઠ આણે છે. (પણ) એ બધું કાયાક્લેશ છે. સાચે જ એ મનની માનેલી બાબતો છે. (માત્ર) છાશ પીવાથી અલંબુદ્ધિ (=તૃપ્તિ કે સંતોષ) ઊપજે નહિ. (અહંતામૂલક કૃત્યોથી આત્મજ્ઞાન ન થાય, બ્રહ્મપદ ન પમાય.) (૨૧)

---

૨૧. પાઠભેદઃ—

૧. દીસે જ્ઞાન—ग घ

૨. દાન દે—क.

૪. પુરશ્ચન ख ग च छ પુરશ્ચરણ-घ. સેવ્ય—ख ग घ च छ.

૫. જોતાં સર્વ જંજાલ છે-क. એ સર્વ-ख થી छ. માન્યતા-ग छ. માનંતા घ.

૬. અલંતા ઉપજે—ख ग घ च छ.

૨૨

(હોયે) ખટ દરશનનું જ્ઞાન, વાન જિહ્‌વાને અગ્રે;
(કો) ઈશ્વર થઈ પૂજાય, ગાય જશ નગ્રે નગ્રે.
કો કહાવે ચિર-આય, પાય પૃથ્વીપતિ લાગે;
કો કહાવે દાનેશ, ઈશ કર્ણાદિક આગે.
તો યે તે જાણે અખા, સમ્યક સઘળી વાસના;
લિંગભંગ થયા વિના, (એ) સર્વે મન-ઉપાસના.

(કોઈને સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા એ) ૭ દર્શનોનું જ્ઞાન હોય (અને) તેમના સિદ્ધાન્તો જીભની ટોચે (રમતા) હોય। કોઈ (વળી મહારાજોની માફક) ઈશ્વર થઈને પૂજાય (અને લોકો તેનો) યશ નગરે નગરમાં ગાય। કોઈ (પોતાને) ચિરાયુ કહેવડાવે (અને) રાજાઓ (તેને) પગે લાગે। કોઈ (પોતાને) અગાઉ થઈ ગયેલા કર્ણ વગેરે રાજવીઓ જેવા દાનેશ્વર કહેવડાવે। તો પણ અખો સારી રીતે જાણે છે કે તે બધી વાસના છે. લિંગનો (=દેહ-બુદ્ધિ અને અહંતાનો) ભંગ થયા વિના એ બધી બાબતો (તો માત્ર) મનની ઉપાસના-મન મનાવવાની પ્રવૃત્તિઓ છે. (૨૨)

---

૨૨. પાઠભેદોઃ—

૩. ચિર-કાય-ख ग च छ
૫. તાંહાં લગી જાણે-क. એ સમકુસ સઘલી-क.
૬. એ સરવે ઉપાસના-क.

૨૩

ભૂત–ભવિષ્યની વાત, સાત જે કો કહી આવે;
કો કેહે ત્રિભુવનનાથ, હાથ મુખ બીડી ઘાલે.
કો કેહે સુર તેત્રીશ, ઈશ ને અજ દેખાડું;
કો કરે પ્રૌઢી કાય, જાય કટા–ઈંડ ફાડ્યું,
તો યે તે જાણે અખા (એ) માયાએ મર્કટ કર્યા;
વાસના–દોરી કંઠમાં, કાલ–નટ સાથે ફર્યા.

જો કોઈ ભૂત અને ભવિષ્યની વાત સાચેસાચ કહી આપે, (જો) કોઈ કહે કે ભગવાન (પોતાને) હાથે પાનબીડું મુખમાં મૂકે છે, (જો) કોઈ કહે કે હું તેત્રીસ દેવ તથા મહાદેવ અને બ્રહ્મા (તમને) દેખાડું, (જો) કોઈ પોતાનું શરીર (મહિમાસિદ્ધિને બળે) એટલું વધારે કે જેથી બ્રહ્માંડનું કોચલું ફાટી જાય, તો પણ અખો જાણે છે કે તે (સૌને) માયાએ માંકડાં બનાવ્યા છે. વાસના રૂપી દોરી કંઠમાં (ઘાલીને) તેઓ કાળ રૂપી મદારી સાથે (નાચતા) ફરે છે. (૨૩).

---

૨૩. પાઠભેદો :—

૧. સંત તે—क. સત—छ ૪. કટાહ ઈંડ—क. કટાઈંડજ—ख च.

૬. પાસે ફરસ—ग

૨૪

તે માટે જન જાણ, વાણ લે વિધિશું વિચારી;
(એ) નોહે કવિત ને ગીત, દ્વીત ખો મૂલ સંસારી.
જે કાપે નિજ અંગ, ભંગ કરે ચતુર દેહનો;
તે છે ખાંડું એહ, છેદ લે જોઈ તેહેનો.
ગુરુતણી દષ્ટે જોયતાં, ઘેન અખા સહુ વામીએ;
જેમ આજ્યનું પારખું, ખાંડ શું ખાતાં પામીએ.

તે માટે હે ભાઈ! તું (મારી વાત) જાણ. (જુદાં જુદાં દૃષ્ટાંતો દ્વારા સત્ય સમજાવતી આ) વાણી વિધિપૂર્વક વિચારી લે. (આ કાંઈ) કવિત (=જોડકણાં) કે ગીત (=ભાટચારણ રચિત પ્રશસ્તિગાન) નથી. સંસારનું મૂળ (જે) દ્વૈત (=ભેદબુદ્ધિ) છે તેને ખોઈ નાખ. (દ્વૈત) તે એ તરવાર છે કે જે પોતાનું (જ) અંગ કાપે છે, (પરમાત્માથી અલગ કરે છે) અને દેહના ચાર વિભાગ કરે છે. તે (દ્વૈત) નો છેદ (=ખંડન, છેદ કેમ કરવો તે તું) જોઈ લે. ખાંડ સાથે ખાતાં જેમ ઘીની પરખ થાય છે તેમ ગુરુએ આપેલી જ્ઞાનદૃષ્ટિથી જોતાં બધું અજ્ઞાન દૂર થઈ જાય છે. (૨૪)

---

૨૪. પાઠભેદો:—

૨. દ્વૈત—ख ग घ छ.
૩. જો કાપે—ख. જો કોપે—ग. એ કાપે—क.
૪. તે છે ખાઈ એહ—क. લો જોઈ—ख ग घ छ. લે જઈ—क.
ल्यो जै—च.
૫. અખા ગેહેન સર્વ—ख थी च. સર્વે—क च छ.
૬. સર્પીનું પારખું—क.

૨૫

(એ) સર્વે માયા જાણ, આણ મન મૂળગે ઠામે;
આપથી બીજું જેહ, તેહ છે વિઘન જ ધામે.
(જેમ) રાજપુત્રનો ન્યાય, (ઉ)પાય તાંહાં તેહ જ કરવો;
જ્યેષ્ઠ કનિષ્ઠ હોય ભ્રાત, તાત લગ વાંછે મરવો.
તે માટે અભ્યાસ એ, અખા કરી લે એ વિધે;
દ્વૈત તણો અભ્યાસ એ, ટાળે તેમ જેમ કહું બુધે.

એ બધી (વાતો) માયા (છે એમ) જાણ. મનને મૂળગે ઠામે (=મુખ્ય ધામ શ્રીહરિમાં) આણ. પોતાથી (અલગ) જે બીજું (કલ્પાય છે) તે ધામમાં વિઘ્ન(૨૫) જ છે. રાજપુત્રના ન્યાયના જેવો જ ઉપાય ત્યાં કરવો. (જેવી રીતે રાજકુંવર રાજગાદી પોતાને જ મળે તે માટે પોતાના) મોટા અને નાના ભાઈઓથી માંડીને (સગા) બાપ સુધી (સૌને) મરેલા ઇચ્છે છે (તે પ્રમાણે આત્મજ્ઞાન માટે પણ સહુ સાંસારિક સંબંધીનો નાશ ઇચ્છવો જોઈએ). તે માટે એ મુજબ તું અભ્યાસ કરી લે. દ્વૈતનો એ અભ્યાસ બુદ્ધિથી—વિચારણાથી ટળે તે રીતે હું (આગળ) કહું છું. (૨૫).

---

૨૫. પાઠભેદઃ—

૩. ત્યાંહાં એહ જ—ख.

૪. જે વડ કનીસ્ટ હોયે ભ્રાંત—क. લગી—ङ. લગે—घ च छ

૬. દ્વૈત તણો અભ્યાસે છતે—क. અભ્યાસ એ—ख थी छ. કહ્યું બુધ્યે—ख. ટલે ત્યમ—छ.

૨૬

(જે) દેખે ત્રિભુવન ઈશ, વસા વીશ માને માયા;
(જે) દેખે તું સિદ્ધિવંત, અંત નહિ, અમ્મર કાયા.
જો દેખે તું સ્વર્ગ, વર્ગ સહુ એ માયાનું;
ઉત્તમ મધ્યમ વાત, સાત તોહે કૃત્ય કાયાનું.
પસર્યું સર્વ સંકેલજે, મને માન્યું મિથ્યા થશે;
અખા એ આલોચતે, સૂરત સદ્ય તનમે હશે.

જો તું ત્રિભુવનના નાથને (પ્રત્યક્ષ) દેખે (તો પણ તેને) પૂર્ણપણે માયા જાણજે. (જેને) મૃત્યુ નથી (અને જેની) કાયા અમર છે એવા સિદ્ધિવાળા (કોઈ સાધુને) તું દેખે, (અથવા તો) જો તું સ્વર્ગ દેખે (તો પણ) એ બધું માયાનો (જ) પ્રકાર (જાણજે). (પૃથ્વી ઉપરની) (અમુક) ઉત્તમ (અને અમુક) મધ્યમની વાતો અનેક (થાય) છે, પણ તે ય કાયાનું કૃત્ય છે (તેથી માયિક જ છે). (મન જ્યાં જ્યાં) પ્રસર્યું (છે તે) બધું તું સંકેલી લેજે (કેમકે) મને માની લીધેલું (બધું) મિથ્યા થશે. અખો (કહે છે કે) એ વિચારતાં સૂરત (= ધ્યાન) તત્કાળ તન્મય (= હરિમય) થઈ રહેશે. (૨૬)

---

૨૬ પાઠભેદોઃ—

૧. જો દીસે-छ.

૨. અંબર કાયા-ख ग घ च छ.

૩. વર્ગ એહુ-ख थी छ.

૪. સાંત-क.

૨૭

(જેમ) મોટા મંદિર માંહ, તાંહ છે કાચ જ છાયા;
નીલ પીત બહુ રંગ, રંગના ભેદ જ ભાળ્યા.
(તાંહાં) ઊગ્યો શશી કે સૂર, દૂરથી અંતર ઝળકે;
(તે) બહુ દેખાડે રૂપ, ધૂપ વિવિધ પેરે ચળકે.
અખા ઉપર અવિલોકતાં, (તે) તાંહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, વસ્તુ વડે એ એમ છે.

એક મોટી હવેલીમાં કાચ જડાવેલા છે. (કાચમાં) ભૂરા, પીળા વગેરે રંગોના અનેક ભેદ દેખાય છે. ચંદ્ર કે સૂરજ ઊગે છે. દૂર (આકાશમાં) થી (કિરણો દ્વારા તે હવેલીના કાચની) અંદર (પણ જાણે) પ્રકાશે છે, (અને પોતાનાં) ઘણાં ઘણાં રૂપ (=રંગબેરંગી પ્રતિબિંબો) દેખાડે છે. (પ્રતિબિંબોમાંથી નીકળતો) ધૂપ (=પરાવર્તિત કિરણોનો સમૂહ) જુદી જુદી રીતે ચળકે છે. ઉપર (આકાશમાં) જોતાં ત્યાં (તો) તેમનું તેમ છે (એટલે કે એક જ ચંદ્ર કે સૂર્ય પ્રકાશે છે—જેની પૃથ્વી ઉપર આવેલા રંગબેરંગી કાચના મંદિરમાંની રૂપરંગની લીલા માયિક છે.) તે પ્રમાણે તું (સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ એ) ત્રણે લોકને (માયિક જ) સમજી લેજે. વસ્તુ (=બ્રહ્મ) વડે એ (બધાં) એમ (ભાસે) છે. (એટલે કે ત્રિલોક તે બ્રહ્મની માયા કે લીલા જ છે.) (૨૭)

---

૨૭. પાઠભેદો:—

૧. કાચ જડેલ્યા—ક.

(૨૮)

નવ ભૂલેશ તું ઘાટ, નાટ સહુ જાણે ખોટું;
પિંડ તેવું બ્રહ્માંડ, છાંડ સહુ નાનું મોટું.
સૂક્ષમ તેવું સ્થૂલ, સ્થૂલ સૂક્ષ્મ નહિ અંતર;
(જેમ) નારીકુંજર ચીર, ધીર થઈ જોય પટંતર.
પૂતળી જોતાં બહુલતા, પૂતલકા દષ્ટે પડે;
હસ્તી તેમ વૈરાટ એ, એમ અખા બહુ એક વડે.

ઘાટથી (=રૂપ કે આકારથી) તું ભુલાવામાં ન પડીશ. (તે) બધું ચોક્કસ ખોટું જાણજે. (જેવું) પિંડ તેવું બ્રહ્માંડ. (આ) નાનું (અને પેલું) મોટું (એવા) બધા ખ્યાલ ત્યજી દેજે. જેવું સૂક્ષ્મ તેવું (જ) સ્થૂલ (છે). સ્થૂલ અને સૂક્ષ્મમાં (તત્ત્વદષ્ટિએ) અંતર નથી. નારીકુંજરની ભાતવાળા પટોળાનું રહસ્ય ધીર બની તું જોય તો તેમાં પૂતળી–પૂતળી જોતાં અનેક પૂતળીઓ નજરે ચઢે છે. (હાથી તો એક જ છે. પૂતળીઓ તેનામાં અને તેના વડે જ છે. પૂતળીઓ હાથીથી ભિન્ન નથી.) (આ દષ્ટાન્તમાં જેમ) હાથી (છે) તે રીતે એ વૈરાટ (=બ્રહ્માંડ) છે. (અનેક પિંડો તે બ્રહ્માંડમાં જ છે અને તેના રૂપ જ છે.) આમ એક વડે (કે એકમાં જ) અનેક છે. (૨૮)

---

૨૮. પાઠભેદોઃ–

૧. નાં ભુલેસ તો ધાટ, નાટપે ખોતો—સરવે क.
૨. સહુને ઠેકાણે સર્વ—क થી घ, ઘ. નાંહાંનો મોટો–क
૪. થૈ જોજે—ख.
૫. પુતલ કાંહાં દ્રસ્ટે પડે—क બાહુલતા—ग घ.
૬. હસ્તી તે—क. બહુ એકડે—घ. સહુ એક વડે—च.

૨૯

(હવે) એકથી આઘો ચાલ, ઘાલ હામ આપ જ ખોવા;
છાંડ પિંડ બ્રહ્માંડ, પંડતા કો નથી જોવા.
જીવ ને ઈશ્વર દોય, કોય નથી તેહે ઠામે;
સ્ત્રી-કુંજર દૃષ્ટાંત, જંત ઈશ્વરને પામે.
કૈવલ્યતામાં કો અખા, બુદ્ધિબલ પોહોચે નહીં;
સ્થૂલનું કહ્યું દૃષ્ટાંત એ, કો ધીમંત શકે ગ્રહી.

હવે એકથી આગળ ચાલ. (તારી પોતાની) જાતને (જ) ખોવાની હામ ભીડ. પિંડ અને બ્રહ્માંડ (એવા ભેદ) છોડી દે. પિંડતા જોવા કોઈ (બીજે અસ્તિત્વમાં) નથી. જીવ અને ઈશ્વર બન્નેમાંથી કોઈ તે (મૂળ) ધામમાં નથી. નારીકુંજરના દૃષ્ટાંતમાં (નારીઓને સ્થાને) જીવો (અને હાથીને સ્થાને) ઈશ્વરને (મૂકવાના છે). (જીવો અને ઈશ્વર આમ એકરૂપ જ છે.) કૈવલ્યની—પરબ્રહ્મની બાબતમાં કોઈ જાતના બુદ્ધિબળની—તર્કની પહોંચ નથી. સ્થૂળનું એ દૃષ્ટાંત જે મેં કહ્યું તે કોક ધીમંત—વિચારશીલ મનુષ્ય સમજી શકશે. (૨૯)

---

૨૯. પાઠભેદોઃ—

૧. હવે એથી-क. આપ જ ખાવા-क

૨. સંડને પિંડ क. ખંડતા क. પંડિતા-ख ग घ च छ. નથી ગાવા-ग. નહી ગાવા-घ

૫. કૈવલ્યતામે-ख ग घ च छ

૬. એ સ્થૂલનું દૃષ્ટાંત કહ્યું-क થી छ.

૩૦

(જેમ) પર્વતની પ્રૌઢય્ય, દીસે તેની તે માટે;
(તે) હોય કોસ દસવીસ, તો ય નિકટ છે નાટે.
(જેમ) તે વડે દીસે તેહ, એહ મર્મ (છે) પરબ્રહ્મનો;
(જાંહાં) નહિ બોલેવા લાગ, પાગ ન છબે તાંહાં કર્મનો.
એમ જાણીને રેહે અખા, લિંગભંગ સેહેજે હશે;
અન્ય ઉપા(ય) જંજાળ છે, ટાળતાં પ્રૌઢું થશે.

પર્વતની પ્રૌઢતા (=ઉચ્ચતા, વિશાળતા) તેની તે (કે નિત્ય) દીસે છે. (ભલેને) તે દસવીસ કોસ હોય તો પણ નક્કી નિકટ જ છે. (દૂર ને નિકટના ભેદનું કારણ અવિદ્યા છે.) તે વડે તે પર્વત (તે પ્રકારે) દીસે છે. પરબ્રહ્મનો મર્મ પણ એ જ છે. (આત્મતત્ત્વ અચળ છે છતાં ચાલતું હોય તેવું જણાય છે. અજ્ઞાનીઓને માટે તે અપ્રાપ્ય હોવાથી દૂર છે, અને જ્ઞાનીઓનો આત્મા હોવાથી સમીપ છે.) વાણીને ત્યાં અવકાશ નથી. (યજ્ઞ, દાન, જપ, તપ વગેરે) કર્મો તેને આંબી શકે તેમ નથી. એમ જાણીને રહેતાં લિંગભંગ (=દેહબુદ્ધિ અને અહંભાવનો નાશ) સહેજમાં થઈ જશે. બીજા ઉપાય (=જપ તપ જેવાં સાધન) જંજાળ છે. (તે સૌને) ટાળતાં પ્રૌઢું (=બ્રહ્માત્મૈકય) થશે. (૩૦)

૩૦. પાઠભેદોઃ—

૧. પ્રૌણ્યમ્ય ઘ. પ્રૌઢંમં–ક ચ.

૩. એ મર્મ છે પ્રમતનો–છ.

## ૩૧

સાધન સર્વ વિચાર, બાહારબુધ જેને શોધી;
(જાંહાં) હું નહિ, તું નહિ, તેહ, એહ ઘર મૂકયું રોધી.
ગુરુ થા તારો તું જ, જૂજવો કો નથી ભજવા;
બાહારબુદ્ધિ તું ટાળ, વાળ અંતર પેસેવા.
જેમ છે તેમનું તેમ અખા, થયું ગયું કાંઈ મે નથી;
આપેઆપ આનંદઘન, સ્વસ્વરૂપ જેયું કથી.

સૌ સાધનો (અંગે) વિચાર કર. બાહ્યબુદ્ધિને (=સંસારને સાચો માનતા મનને) ચકાસી જો. જ્યાં હું–તું નથી એવું તે ધામ (આ સૌએ) અવરોધી મૂકયું છે. તું જ તારો (પોતાનો) ગુરુ થા. (તારાથી) જુદો (એવો બીજો) કોઈ ભજવા માટે નથી. બાહ્યબુદ્ધિ ટાળ અને અંતર્દષ્ટિ કર. (જણાશે કે ધામ તો) જેમ છે તેમનું તેમ છે. (ત્યાં) કશું થયું નથી, કશું ગયું નથી. માનવ જાતે જ કેવળ આનંદસ્વરૂપ છે. એ આત્મસ્વરૂપ (મેં અહીં) કહી બતાવ્યું છે. (૩૧)

---

૩૧. પાઠભેદોઃ—

૧. ચારો બુધ જેની-क. બાર બુધ્ય-ख ग. વાર બુધ્ય-घ.

૫. કોઈયે-छ

૬. સ્વેસ્વરૂપ-क. સસ્વરૂપ-ख ग घ च छ.

૩૨

એ અનુભવ પરમાણ, જાણ જોઈ રાખો હૃદયા;
સમઝંતે સમઝાય, જાય ઘેન અર્ક જ ઉદયા.
(એ) અનુભવ ભાખ્યો ઈશ, શીશ નમી પૂછયું ઉમયા;
(એ) અનુભવ કહ્યો વસિષ્ટ, તુષ્ટ હવા રઘુપતિ–વિનયા.
એ અનુભવ શુકદેવશું, જનક વિદેહી ભાખિયો;
એ અનુભવ નારદે અખા, વ્યાસ પ્રતેં સત દાખિયો.

એ અનુભવ પ્રમાણ છે. જ્ઞાન (વડે તે) જોઈ અંતરમાં રાખો. સમઝાતાં સમઝાતાં (ક્રમેક્રમે એ) સમઝાય (એવું છે). સૂર્યનો ઉદય થતાં અંધકાર જાય (તેમ જ્ઞાનોદય થતાં અજ્ઞાનનો અંધકાર જાય.)

પાર્વતીએ માથું નમાવી પૂછ્યું ત્યારે શિવે એ અનુભવ (તેને) કહ્યો હતો. રામના વિનયથી સંતુષ્ટ થયા (ત્યારે) વસિષ્ઠ મુનિએ એ અનુભવ (રામને) કહ્યો હતો. જનક વિદેહીએ શુકદેવને એ અનુભવ કહ્યો હતો. એ અનુભવ નારદમુનિએ વેદવ્યાસને સાચે દેખાડયો. (૩૨)

---

૩૨. પાઠભેદો:—

૧. અનુભવનું પરમાણ—ख થી ज. અનુભવનો—च.

૨. એ સમજે તે—क.

૩. નાંમી—क.

૬. નારદ—क. પ્રત્યે સત્ય—ख ग छ સત્યે—घ.

૩૩

(એ) અનુભવ કહ્યો પરબ્રહ્મ, બ્રહ્મ જેમ સત્ય પ્રીછયા;
એ અનુભવ કહ્યો હંસ, અજ–સનકાદિકે પૂછયા.
એ અનુભવ કહ્યો વેદ, ભેદ જે ચૌદમે કાંડે;
એ અનુભવ (કહ્યો) શુકદેવ, ભેવ જે સુણ્યો બ્રહ્માંડે.
એ અનુભવ ભરપૂર છે, ઠામ ન ઠાલો હરિ વિના;
સુર અસુર માનવ અખા, એ પ્રીછયા વિણ નિર્ધના.

બ્રહ્મ સત્ય સમજી જાય એ રીતે પરબ્રહ્મ નારાયણે એ અનુભવ (તેમને) કહ્યો હતો. બ્રહ્મા તથા સનકાદિક ઋષિઓ વડે પ્રશ્ન કરાતાં એ અનુભવ હંસે (તેમને) કહ્યો હતો. વેદમાં (શતપથ બ્રાહ્મણના) ચૌદમા કાંડ (બૃહદારણ્યક ઉપનિષદ)માં એ અનુભવનો ભેદ કહેવાયો છે. બ્રહ્માંડનું જે રહસ્ય સાંભળ્યું તે શુકદેવજીએ અનુભવરૂપે કહ્યું.

એ અનુભવ ભર્યોભર્યો છે. (અનુભવાય છે કે) હરિ વિનાનું કોઈ ખાલી સ્થાન નથી. દેવ, અસુર, માનવ (એ સૌ) એ (અનુભવને) પ્રીછ્યા વગર નિર્ધન છે. (૩૩)

---

૩૩. પાઠભેદો:—

૧. જેમ બ્રહ્મ—કથી છ, સત—ક ચ.

૨. સનકાદિક—ગ ઘ ચ છ.

૩. ભેદ જે—ક.

૩૪

એ અનુભવ કહ્યો શ્રીકૃષ્ણ, પ્રશ્ન જેમ પૂછયા અર્જુન;
ગીતા–અમૃત–પાન, જ્ઞાનગંગા કીધું મજ્જન.
એ અનુભવ કહ્યો ભીષ્મ, ધર્મ પ્રતિ પર્વે શાંતે;
(એ) અનુભવ કહ્યો અવધૂત, સુત–શિવ પ્રતિ એકાંતે.
અખા અનુભવ તે ખરો, જેણે મહાજન નીપના;
લિંગભંગ થયા વિના, (સર્વ) સાધન કાલવિખેપનાં.

અર્જુને જેમ જેમ પ્રશ્નો પૂછયા (તેમ તેમ) શ્રીકૃષ્ણે એ અનુભવ (તેને) કહ્યો હતો. (અર્જુને) ગીતારૂપી અમૃતનું પાન કરીને જ્ઞાનગંગામાં ડૂબકી મારી હતી. (મહાભારતના) શાંતિપર્વમાં ભીષ્મે યુધિષ્ઠિરને એ અનુભવ કહ્યો છે. અવધૂતે (=દત્તાત્રેયે) શિવના પુત્ર (કાર્તિકેય)ને એકાંતમાં એ અનુભવ કહ્યો હતો. જેનાથી મહાજનો (=આત્મજ્ઞાનીઓ) પેદા થાય તે અનુભવ ખરો. (બાકી તો) લિંગભંગ થયા વગર (પરમાત્મપ્રાપ્તિનાં) બધાં સાધન કાળક્ષેપ કરાવનારાં છે. (૩૪)

---

૩૪. પાઠભેદો:—

૧. પુછયું-ઘ છ.
૨. જ્ઞાનગંગા કીધુ–क ग घ, મરંજન–क
૩-૪ પ્રત્યે-ग थी छ. સીવસુત પ્રતે-क.
૬. કાલનીખપનાં-क.

३५

અજા તણું જેમ દોહ્ય, ભોજ્ય ઘૃત નાવે શીતથી;
(જેમ) કૂલીનો આહાર, હાર દીસે બહુ વિતથી.
(જેમ) બહરીનો વેપાર, સાર શું ઊગરે તેહને?
જેમ ઝાકળની વૃષ્ટ, અર્થ કેમ આવે મેહને?
અણલિંગી અનુભવ વિના, સાધન સઘળાં જે કહ્યાં;
(જેમ) અર્કફળો શોભે અખા, તૂલ થઈ ઊડી ગયાં.

જેમ બકરીનું દૂઝણું અને ઘી ટાઢા ભાત સાથે (કે ભાતના વેરાયેલા કણો સાથે) ભોજનને યોગ્ય બનતું નથી, જેમ મકાઈની ધાણીનો આહાર દેખાય ઘણો પણ કસ વગરનો છે (તેથી તૃપ્તિ થતી નથી), જેમ બોરનો વેપાર કરનારને કશી બચત થતી નથી, જેમ ઝાકળની વૃષ્ટિ મેઘવૃષ્ટિની ગરજ સારી શકતી નથી, તેમ અણલિંગીના અનુભવ (=આત્મસ્વરૂપના સાક્ષાત્કાર) વગર (જપ તપ વગેરે) જે બધાં સાધનો કહ્યાં છે તે સૌ આકડાનાં ફળ (દેખાવમાં) શોભીતાં હોય છતાં ફાટીને રૂ થઈ ઊડી જાય (ને એમ કશા કામમાં ન આવે તે પ્રમાણે આત્મજ્ઞાન માટે નકામાં છે.) (૩૫)

---

૩૫. પાઠભેદો:—

૧. સતથી—क. સીતથી—छ.

૨. કુલનો—क. વતથી—क.

૬. અર્કફળ સોભે ખરાં—क. અર્કફળ—स थी छ. પણ અતુલ—क.

૩૬

(જેમ) પારસનો ધનવંત, અંત જેમ ધનનો નાવે;
(તેને કો) વસ્તુ નહીં દુ:પ્રાપ્ત, પ્રાપ્ત છે જે જે ભાવે.
(જેમ) રવિરથે બેસે જેહ, તેહ તાંહાં સર્વ જ દેખે;
(જેમ) પંખી મળે બહુ કોડ, જોડ નહિ અનલ જ લેખે.
(મહા)અનુભવ આગળ એમ અખા, કૃત્ય સકલ લેખે નહીં;
પરબ્રહ્મની પ્રૌઢતા, રસના તે શું શકે કહી?

પારસમણિની મદદથી પૈસાદાર બનેલાના ધનનો જેમ અંત આવતો નથી, તેને કોઈ વસ્તુ મેળવવી અઘરી નથી, જે જે વસ્તુ ગમતી હોય તે તે મળી રહે છે, જેમ સૂર્યના રથમાં બેસે તે બધું જ જોઈ શકે છે, જેમ કરોડો પંખી ભેગાં મળે પણ અનલ પંખીની જોડ મળતી નથી, તેમ (હું બ્રહ્મ છું એવા) મહાઅનુભવ આગળ બધાંય (જપ, તપ, દાન, યોગ, યજ્ઞ વગેરે) કૃત્યો કશા લેખામાં નથી. પરબ્રહ્મની પ્રૌઢતા જીભ તે શું કહી શકે? (તે તો અવર્ણ્ય છે.) (૩૬)

---

૩૬. પાઠભેદો:—

૧. પારસથી શ્રીવંત-क.

૨. દુરપ્રાપત-क. દુ:પ્રાપ્ય-ख છ. દુ:પ્રાપ્ય-ग. પ્રાપ્ત ભોગ જે-ग થી છ.

૪. લખ કોડ-क.

૬. પ્રૌઢમતા-च છ. શું રસના સકે કહી?-क થી છ

૩૭

છપ્પા એ છત્રીશ, ઈશ અજનું છે જીવન;
છે સુધારસ એવ, દેવ અંશ પામે પીવન.
તેમ (એ) તત્ત્વ ઉપદેશ, લેશ લઈ જે જન ધારે;
(જે) હોયે હરિ-અવતાર, સાર ગ્રહી તે જન તારે.
(જેમ) ઘટ મધ્યે આકાશ રહે, તેમ વરતે સંસાર મધ્ય;
એ આરોપી કહે અખો, પણ તે જાણે તે વિધ્ય.

આ છત્રીસ છપ્પા(માં કહેલું આત્મજ્ઞાન) ઈશ્વર અને બ્રહ્માનું જીવન છે. એ અમૃતરસ છે. દેવો કે દેવાંશી એનું (અંશતઃ!) પાન પામે છે. તે રીતે જે માણસ આ તત્ત્વ-ઉપદેશ થોડો પણ અંતરમાં ઉતારશે, તે સાર વસ્તુ ગ્રહણ કરનાર જનને, જે હરિના અવતાર હોય (તેવા બ્રહ્મજ્ઞાની ગુરૂ) તારશે. ઘડામાં જેમ આકાશ રહે છે તેમ તે સંસારમાં (નિર્લેપભાવે) રહેશે. આરોપણ દ્વારા અખો (આ વાત) કહે છે. પણ તે (બરાબર) જાણે છે કે વિધિ (=જ્ઞાનપ્રાપ્તિનો પ્રકાર) તે (જ) છે. (૩૭)

---

૩૭. પાઠભેદો:—

૧. એ સઘળા છત્રીસે—क.

૩. લઈ તેહ જ ધારે—क.

૪. જન અંદે—ख થી छ. ગ્રહી તેહ ધારે—क.

૫. તેમ સંસાર વરતે વિધ્ય—ख થી छ.

૬. આરોપીને—ख ग घ च छ. તેહ જાંણો—ग.

૩૮

(તેમ) જણ્યો નથી કો જંન, તંન શું કાળું ગોરું?
કેહેનાં કહિયે માત–તાત જો ન મળે છોરું?
(તેમ) છતે અણછતી વાત, ઘાત આવે તો આવે;
વાંઝ તણો સુત જેહ, તેહ જીતી રણ ફાવે.
અખા અકથ છે એ કથા, સમઝંતો નર સમઝશે;
એ (મહા) અનુભવ આકાશવત્ પણક્ષેત્ર સારું ઊગશે.

કોઈ જન્મ્યો જ નથી તો તેનું શરીર (વળી) કાળું કે ગોરું શું? જો છોકરું જ ન હોય તો (વળી) માબાપ કોનાં કહેવાય? સત્‌માં અસત્‌ની (કે વ્યક્તમાં અવ્યક્તની) વાત(નું રહસ્ય) સમજમાં આવે તો આવે. વાંઝણીનો દીકરો રણમાં જીતી ફાવી જાય (તેના જેવી આ વાત છે)! એ કથા અકથ (=વર્ણનથી પર) છે. સમજુ માણસ એ સમજી જશે. એ અનુભવ આકાશ જેવો છે, પણ સારું ક્ષેત્ર (=લાયક વ્યક્તિ) (હોય તેને) ઊગશે (=થશે.) (૩૮)

---

૩૮. પાઠભેદો:—

૧. જન્મ્યો—ख જાણ્યો—ग घ.

૨. ન મહેલે છોરૂ—ग.

૩. ધ્યાત આવે—ग. ત્યમ છેતે અછતી—ग घ च छ.

૫. અખા એ અકથ કથા—क થી छ. સંમજ્યો નર સંમજી જસે—क.

૬. સારૂ—क ख ग घ छ.

૩૯

એ જે સુણે નરનાર, સાર વસ્ત સ્વે તે થાશે;
બ્રહ્મ હિમાળો જેહ, દેહ ગળી જળમાંહાં જાશે.
(જેમ) પવને જાય બરાસ, (આ)યાસ કીધા વિણ ઊડે;
તેમ એ બ્રહ્મવિચાર, સાર પામે સદ્‌ગુરુ વડે.
જે જાણો તે જાણજો, બુધમાને એ ઓચર્યું;
નિમિત્ત માત્ર અખો કહ્યો, જે જાણે જેણે કર્યું.

જે સ્ત્રીપુરુષો એ (શ્રદ્ધાભક્તિપૂર્વક) સાંભળશે તેઓ જાતે સાર વસ્તુ (=બ્રહ્મીભૂત) થશે. બ્રહ્મરૂપી જે હિમાલય (છે ત્યાં) દેહ (નો અધ્યાસ) ગળી જઈને (જ્ઞાનગંગાના) જળમાં મળી જશે. જેમ પવનથી બરાસ કશા પ્રયાસ વગર (ઊડી) જાય છે તેમ એ બ્રહ્મવિચારનું છે. સદ્‌ગુરુ દ્વારા આપોઆપ તેનો સાર પમાય છે. જે જાણો તે (આ પ્રકારે) જાણજો. બુદ્ધિ અનુસાર (મેં) એ કહ્યું છે. અખો તો નિમિત્તમાત્ર છે. તે જાણે છે કે કર્તા પરમાત્મા છે. (૩૯)

---

૩૯. પાઠભેદો:—

૧. સુણસે-ક.

૨. હેમાલો એહ-ક.

૩. કીધા વિના-ख થી छ.

૪. સદગુરે-ख छ. સત્ય ગુરે-ग घ च.

૬. અખો કહે પણ તે જાણે-क छ

૪૦

આદિ અંત ને મધ્ય, બુધ્યશું જોય વિચારી;
તે તે કેવલ્ય બ્રહ્મ, ચમ્મ નોહે નર ને નારી.
છપ્પા એ છત્રીસ, દીસે છે ભરમ-નિશાનો;
ચાર કહ્યા ફલસ્તુત્ય, લેખ તે બ્રહ્મદિશાનો.
સર્વ મળી ચાળીસ છે, અખા જે ઉરમાંહાં ધરે;
ચિદાનંદ ચિદ્રૂપ એ, શ્રીમુખે હરિ ઊચરે.

આદિ-અંત અને મધ્યને બુદ્ધિથી વિચારી જો. નર અને નારી ચર્મ (=દેહ) નથી; તે પ્રત્યેક કૈવલ્ય બ્રહ્મ છે.

પહેલા છત્રીસ છપ્પા ભ્રમરૂપી રાત્રીનો (અંત આણનાર) દિવસ (જેવા) છે. (છેલ્લા) ચાર ફલસ્તુતિરૂપે કહ્યા છે. બ્રહ્મ-દિશાનો (=અધ્યાત્મમાર્ગનો) તે લેખ છે. બધા મળી ચાળીસ છપ્પા છે. જે (તેમાંનો સાર) અંતરમાં ધારણ કરે તે ચિદાનંદ ચિદ્રૂપ ("બ્રહ્મભૂત પ્રસન્નાત્મા" બની રહે) એમ હરિએ શ્રીમુખે (ભગવદ્ગીતામાં) કહ્યું છે. (૪૦)

---

૪૦. પાઠભેદઃ—

૧. આદ મંધ ને અંતે—क.
બુધસુ જુવે વિચારી—क. બુધ્યસું જોન્યો—ख.
૨. તેહ જ કેવલ—क.
૩. દિવસ છે—क થી छ. બ્રહ્મ-નિશાનો—क च.
૬. ચિદાનંદ ચિદ પ્રતે—क

તેને જ્યારે સ્વપ્ન જ થયું, ત્યારે હિરણ્યગર્ભ નામ પામિયું;
તે ઈશ્વર જ્યારે જાગ્રત ભોગવે, ત્યારે વૈરાટ નામ સંભવે.

વિદ્યામાં પડતો આભાસ, એટલે ઈશ્વર સર્વાવાસ;
અવિદ્યામાંહી પડ્યો આભાસ, એટલે હવો જીવ પ્રકાશ.

તેનું નામ ધરાણું જીવ, તે ત્રણ અવસ્થા ભોગવે સદૈવ;
સુષુપ્તિ સ્વપ્ન ને જાગ્રત, તેનો જીવ સાક્ષી અવિગત.

અવસ્થા ભોગવે સાક્ષી રહ્યો, તે ત્રણ આભાસે ભાસી રહ્યો;
જાગ્રતમાં જે પડ્યો આભાસ, વિશ્વ નામ તેહનો પ્રકાશ.'
(૬૪-૬૯)

જે વાણીથી પર છે તે કૈવલ્ય-બ્રહ્મચૈતન્ય. તે અવ્યાકૃત એટલે વિકારરહિત છે, અને અવ્યક્ત છે. માયાને કારણે વ્યક્ત થનાર ચેતન તે ઈશ્વર. નિર્ગુણ બ્રહ્મ વાણીથી પર છે. સગુણ બ્રહ્મ વાણીથી વર્ણવી શકાય છે. માયાઉપહિત ચેતન અનુક્રમે ઈશ્વર, હિરણ્યગર્ભ અને વિરાટ એવા નામે ઓળખાય છે. અવિદ્યાઉપહિત ચેતન તે જીવ તેની જાગ્રત અવસ્થામાં તેને ભાસે છે તે વિશ્વ.

છપ્પો ૨. નિર્ગુણ બ્રહ્મમાં મિથ્યા ગુણોનું આરોપણ થતાં તે સગુણ બને. ત્રિગુણાત્મિકા સૃષ્ટિનું કારણ ને તેનો નિયામક ઈશ્વર થાય. આ ઈશ્વરનું ઐશ્વર્ય અખાએ વર્ણવ્યું છે. મોટા રાજાની માફક તેને ચમર ઢાળવામાં આવે છે. અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિત્વ એ આઠ સિદ્ધિઓ તથા પદ્મ, મહાપદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, કુંદ, નીલ અને ખર્વ એ નવ ભંડારો તથા અત્યંત બુદ્ધિશાળી દેવો તેની પાસે જ રહે છે. તેની જ ચૈતન્યશક્તિ એવી વીણાધારી મહાસરસ્વતી તે સર્વેશ્વરને સ્તવે છે.

બ્રહ્મજ્ઞાની અખો પોતે બ્રહ્મથી અભિન્ન છે એમ જાણીને પોતાનું સ્તવન કરી રહ્યો છે. ગુરુ–શિષ્ય–સંવાદમાં એ કહે છે: 'હું હુંને પ્રણમી કહું', નમો નમો નિજ ધામ' (૪; ૭૮). આમ અખો પોતામાં રહેલી એ ચૈતન્યશક્તિને બળે અહીં વાણીવિલાસ કરે છે.

નિર્ગુણ ગુણપતિ: પરમ ધામ બ્રહ્મ નિર્ગુણ છે, પણ ગુણોનું અધિષ્ઠાન એને જ ગણી એ મૂળ ધામમાં ગુણોનું સ્વામિત્વ આરોપ્યું છે. બાકી બ્રહ્મ તો અચ્યુત, અંબરાતીત (=આકાશથી પર), અદ્વૈત, અંગરહિત અને નિરાલય છે. મિથ્યા ગુણોના આરોપણ-દ્વારા, એ ગુણોથી પેદા થતા વિશ્વનો કર્તા ને શાસક ગણી એને ઈશ્વર નામ અપાયું છે અને તે ઈશ્વરની સેવાપૂજા ને ગુણાનુકીર્તન વ્યવહારમાં થાય છે. એ ઈશ્વરને શિરે ચમ્મર ઢળે, વિધવિધ ઉપભોગો પૂરા પાડવા આઠે સિદ્ધિઓ અને નવે નિધિ એની તહેનાતમાં રહે, અને એના દરબારમાં અનેક બુદ્ધિશાળી દેવો હાજર રહે. સરસ્વતી એના સ્તવન કાજે વીણા ધારણ કરી મંજુલ સ્વરો રેલાવતી રહે. આવો રાજવીનો વૈભવ ઈશ્વર માટે કલ્પાયો છે.

છપ્પો ૩. વ્યવહારમાં ઈશ્વર અંગેની જે કલ્પના છે તે કેટલે અંશે સાચી? બ્રહ્મ આ પ્રાપંચિક જગતથી સર્વથા પર છે અને ઉપનિષદમાં એ બ્રહ્મની પ્રાપ્તિ માટે ઉપદેશાયેલ મહા-વાક્ય તો 'તત્ત્વમસિ'–તે તું છે—હોઈ એ બ્રહ્મ, ઈશ્વર અને જીવ સંબંધી વિગતવાર વિચારણા અખો ૨૯ કરે છે. આ વિચારણા સમજવા મન આકાશ જેવું બનવું જરૂરી છે. આકાશ એક, અનંત અને અખંડ છે. ઘડા, ઘર, મહેલ વગેરેની ઉપાધિથી એમાં ઘટાકાશ, મહાકાશ વગેરે નામનું આરોપણ થાય છે; પણ તત્ત્વદષ્ટિએ આકાશમાં એવા કોઈ ભેદ છે જ નહિ. ઉપાધિઓ નાશ પામતાં નામરૂપના ભેદો દૂર થઈ એ પાછું એવું જ નિર્મળ, એક ને અખંડ

જણાય છે. મન પણ જ્યારે આવું જ નિર્મળ ને વાસનારહિત થાય ત્યારે ઉપાધિઓ-મર્યાદાઓ-ઉપજાવનાર ગુણો આપોઆપ જ ટળી જાય છે અને તત્ત્વબોધ-આત્મજ્ઞાન-થાય છે. મનને આવું અંબરવત્ બનાવવા માટે જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યની આવશ્યકતા છે. અખો દોષરહિત વાણીમાં બ્રહ્મવિચારનો વિધિ અહીં રજૂ કરે છે. જેને એ સમજાય તે માણસ જગતમાં જલકમલવત્ રહેશે. કમલ પાણીમાં પેદા થઈ તેમાં જ રહેવા છતાં લેશમાત્ર ભીંજાતું નથી, તેવી રીતે આત્મજ્ઞાની મનુષ્ય પણ જગતમાં રહીને પોતાનો વ્યવહાર ચલાવતો હોવા છતાં સર્વથા નિસ્તૃષ્ણ, વાસનારહિત, વિરક્ત હોય છે.

તત્ત્વમસિ—જે એક વિવિધરૂપે બાહ્ય જગતમાં પથરેલું દેખાય છે, તે જ તારા પિંડમાં-દેહમાં-છે; તે તું જ છે. આ મહાવાક્ય વેદાંતમાં રજૂ થયેલ બ્રહ્મ ને જીવની એકતા ને અભિન્નતા ઉપદેશે છે.

કૈવલ્ય તે નિરંજન, નિરાકાર, સત્સ્વરૂપ બ્રહ્મ. માયામાં એ પ્રતિબિંબિત થતાં ઈશ્વર તરીકે ઓળખાય છે. આ ઈશ્વર સૃષ્ટિના કારણરૂપ છે. એ સૃષ્ટિમાં ભાસમાન થતા જીવ તે કાર્ય.

સરખાવો:-

'કાર્યોપાધિ તણું નામ જીવ, કારણોપાધિ ઈશ્વર સદૈવ;
જીવેશ્વરનું કારણ જેહ, પરબ્રહ્મ ત્યાં કહિયે તેહ.
હેતુ વિના બ્રહ્મ કારણ સદા, નભ વરતે ભીતરે બહુ દશા;
ધૂળ ધૂમ્ર ઘન ઊપજે શમે, નભ અવકાશ વિના ક્યાં રમે!
વ્યોમવિષે સંભવે નહિ માન, કારણબ્રહ્મ તે એમ નિદાન;
એ ઉપરે દષ્ટાંત જ સાર, એમ ગણવો વસ્તુ નિર્ધાર.'
(ગુ. શિ. સં. ખં ૭-૯)

'મહાકારણ કૈવલ્યદેહ સદા, જેને અસિપદ વેદે વદાં;
કારણદેહ ઈશ્વર તું જાણ, જે પરમાત્મા નામ પ્રમાણ.

સૂક્ષ્મદેહ જીવાત્મા નામ, જેને ધર્માર્થ મોક્ષ ને કામ.

ચોથું કહિયે સ્થૂળશરીર, જે ક્ષણભંગ પ્રમાણે ધીર.

ચારે દેહ સમજે શ્રીમંત, સમજે આવે લિંગનો અંત.
(ગુ. શિ. સં. ખંડ ૩ ૪૪–૪૬)

**અંબરવત મન થાય**—આકાશમાં ધૂળ ઊડે છે, ધુમાડો થાય છે, વાદળાં પેદા થાય છે ને જતાં રહે છે. આમાં આકાશ એ ધૂળ વગેરેનું ઉપાદાન કારણ નથી. એ તો માત્ર એ સૌનું અધિષ્ઠાન –આધાર છે. એ આકાશને મર્યાદાઓ છે જ નહિ. એ તો ધૂળ, ધુમાડો વાદળાં એ સૌથી પર, નિરાળું, એક અખંડ ને અબાધિત જ છે. વ્યવહારમાં ઊપજતાં સુખદુઃખ, રાગદ્વેષ, આશા–નિરાશાના દ્વન્દ્વોથી મન પણ આ રીતે પર બની જાય ત્યારે જ આત્મજ્ઞાન થઈ શકે, અને સમજાઈ જાય કે બ્રહ્મ પણ આ મનોત્પાદિત વિશ્વનું ઉપાદાનકારણ ( Material cause ) નથી, પણ તેનું અધિષ્ઠાન કારણ છે.

સરખાવોઃ—

'મનોમય સઘળું મંડાણ, મનોમય પંડિતની વાણ;
મનોમય આ ચૌદે લોક, મને રચિત તે સર્વે ફોક.
મન વડે પંડિત બાંધે ગ્રંથ, મન વડે જ દર્શન ને પંથ;
મન વડે જોગી સાધે જોગ, મન વડે ભોગી માને ભોગ.
મનથી ઈશ્વર, મનથકી જીવ, મન જેમ ઘાટ ઘડે ચકીવ;
મન મનમાં જ્યારે ગયું શમી, ત્યારે તદ્રૂપી પ્રકૃતિ આથમી.'
(ગુરુ શિષ્ય સંવાદ–ખંડ–૨. ૫૧–૫૩)

'મન વડે મોક્ષ, બંધ મન વડે, મન વડે માનવ નામ જ પડે.'
(૫૯)

'ગગનાકાર થાય જો જન, તો સર્વમાં મુખ્ય માનવું મન.'
(૬૮)

'મન પરમાત્મા થૈને રહે, મન પરમાર્થ સર્વે લહે:
તે માટે મનનું કૃત્ય તાત, મન અમન એ મોટી વાત.' (૬૧)

'અમનતા પામ્યું જે મન, જેમ સાગર ને તટસ્થ જન;
તે સાગરને દેખે તોય, ભૂવિકારથી અળગો હોય.' (૬૭)

'જેમ સ્ફટિક નિકટ બહુ રંગ, તે પ્રતિબિંબે મણિને અંગ:
મણિ મધ્યે એકે નહિ વાન, જોગ મળે ભાસે પ્રતિભાન,

તજ્જ્ઞ સ્ફટિકની પેરે સદા, લિંગ વિના શ્યે લાગે દધા.'
(ચક્રીવ = કુંભાર. દધા–ઉપાધિ, પીડા) (૭૪–૭૫)

છપ્પો ૪. અધ્યાત્મમાર્ગમાં ગુરુ વિના આગળ વધી શકાય નહિ. એ ગુરુ તે પણ પાછા સદ્ગુરુ* સાચા બ્રહ્મજ્ઞાની ગુરુ—જોઈએ.

---

* ગુરુ અંગે અખાએ પ્રગટ કરેલા વિચારો જુદી જુદી દષ્ટિએ આપણને ઉપકારક બને છે. અખો 'ગુરુ અંગ'માં લખે છે:

'ગુરુ થૈ બેઠો હુંસે કરી, કંઠે પાહણ રાખે ક્યમ તરી!
શિષ્યો બાંરે બારે વધ્યો, અખા તે મૂળગેથી ગયો.
પોતે હરિને નવ જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ,
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવપાર!' (૭.૧૨-૧૩)

એટલે શિષ્યોની મોટી સંખ્યાથી રાચનારા ને પોતાને ગુરુ કહેવડાવવાની હોંસ સેવનારા સંસારબુદ્ધિવાળા ગુરુઓ ભવને પાર કરાવવા અશક્તિમાન હોઈ નથી.

ચોર્યાસી લાખ યોનિમાં-મનુષ્યદેહ દુર્લભ ગણાય છે. તે જ્યારે મળ્યો છે ત્યારે સદ્ગુરુને ચરણે નમી એના ઉપદેશ ને માર્ગદર્શન પ્રમાણે શ્રીહરિને ભજવામાં જ જીવનનો સાર છે. હરિભજન માટે કાંઈ દૂર જોવાનું નથી, અંતરમાં ઊંડે ઊતરવાનું છે.

ચાર સ્થળ—ચાર=ચારુ, સુંદર. આ સુંદર સ્થળ તે માનવીનું અંતર, હૈયું. એ હૈયાને જે મિથ્યા અહંકાર ઘેરી વળ્યો છે તેને દૂર કરવાનો છે અને અંતરની નિર્મળતા સાધવાની છે. જુઓ ગુરુશિષ્ય સંવાદ, ખંડ ૨—

---

જે બ્રહ્મજ્ઞાની છે એ જ ગુરુ થવાને યોગ્ય છે. એવા ગુરુ

'નરવેષે હરિ પૂરણબ્રહ્મ, જે જુકતે કરી સમજાવે મર્મ;
ગુણાતીત ગુણ અંગી કરી, આપે આપ સમજાવે હરિ.

એવા 'હરિજન સ્વે હરિ' છે, માનવી નથી. માટે જ અખો 'ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ' 'ગુરુ કૈવલ્ય કૈવલ્ય તે ગુરુ' 'નર-આકારે ગોવિંદ' એ રીતે ગુરુને ઓળખાવે છે.

હરિને ભજવા માટે તો આવા 'સદ્ગુરુનું શરણ ગ્રહેવું ખપે! અને
'પ્રભુ પામવા મારગ એક, સદ્ગુરુ શરણે જ્ઞાન વિવેક.'
'સદ્ગુરુ જો ઉઘાડે બાર, તો અખા હરિ દીસે સંસાર!'

ગુરુ-ગુરુનો તફાવત દર્શાવતાં અખો કહે છેઃ

'માપ્ય રામ કહે તે ગુરુ, બીજા ગુરુ તે લાગ્યા વરુ;
ધન હરે ધોખો નવ હરે, સંબંધ સંસારી સાચો કરે,
અખા શું સમજ્યો ગુરુ કરી, સચરાચર દીઠા નહિ હરિ?'

પણ સરવાળે તો...

'સાચો અંતર્યામી ગોર, બીજો ગુરુ બાજીગર મો'ર.'

અને તેથી 'ગુરુ થા તારો તું જ' એમ અખાને કહેવાનું છે.

સાચી વાત તો એ છે કે 'જ્ઞાનીનાં નોહે ટોળાંટોળ.' એ તો 'બહુમાં નીપજે કો એક જન.' બાકી તો બધાય મનને રમાડયાં કરે છે. પણ 'જ્ઞાન વિના ભક્તિ નવ થાય' 'તે માટે જ્ઞાની ગુરુ કરો, હરિ દેખાડે સભરો ભર્યો.'

'જેને અહંતા નથી લગાર, તેને નવ લેપે સંસાર.

'જગન્નિયંતા હોય જો જન, તો ય પરાભવ નહિ તે તન;
કર્તા થકો અકર્તા તેહ, જેને અહંભાવ નહિ દેહ.
... ... ... તત્ત્વદર્શીને નથી શરીર.' (૨૧-૨૩)

ગાડા નીચે ચાલતું કૂતરું, પોતે જ ગાડાનો ભાર વહે છે એવો મિથ્યા અહંકાર સેવે, તેવું માનવોનું પણ છે; અને તેથી એ અહંકાર દૂર કરવાની પહેલી જરૂર. ગુરુને ચરણે જવામાં આ અહંકારમાંથી પ્રાથમિક મુક્તિ મળે છે અને ગુરુનાં ચરણો સતત સેવતાં એ અહંકાર સરવાળે દૂર થઈ મુમુક્ષુ હરિને પામે છે.

સરખાવો:—

'આપના અહંકારમાંહી, અજાણ્યો હૂતો આપ;
આણપ્રભુ કરી જાણતો, ઇચ્છતો પુણ્ય ને પાપ.

સમાગમે સિદ્ધ ગુરુ મળ્યા, અને ટાળ્યા ત્રિવિધ તાપ;
હવે સહેજને સુખે રમે, નહિ થાપ ને ઉથાપ.' (પદ ૫; ૩-૪)

'હરિ હરિજન અલગા કરી રખે ગણો,
જેણે સંત સેવ્યા તેણે સ્વામી સેવ્યા;
નિર્ગુણ બ્રહ્મ સગુણ સંત જાણવા,
જ્યમ વહ્નિથી તેજવંત હોય દીવા.

અગ્નિથી દીપ તે થાયે બહુ આદર કર્યે,
પણ દીપથી દીપ તે થાયે સહેલો;
ત્યમ જ્ઞાનની મૂર્ત તે જાણો ગોવિંદની,
તેણે ભગવાન ખરે જ વહેલો'.
(અખેગીતા, પદ ૮, ૧-૨)

ચાર સ્થળને જુદી રીતે પણ સમજાવવામાં આવે છે:—

(૧) કે. હ. ધ્રુવ "જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ, એ ચતુર્ધા સૃષ્ટિ" એવો અર્થ કરે છે. (એમનું ટિપ્પણ, પા. ૧૯)

(૨) રવિશંકર જોષી "સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ" એ ચાર પ્રકારના દેહનો અર્થ ઘટાવે છે. સમજાવે છે: "બ્રહ્મથી હું ભિન્ન છું કે અમે છીએ એવી ભેદબુદ્ધિ...જાગવાથી અનેક બ્રહ્માંડો, જીવ વગેરે આપણને ભાસે છે: એટલે અહંકાર ચારે સ્થળમાં વ્યાપ્ત છે એમ કવિ કહે છે." (એમનું ટિપ્પણ, પા. ૨૨)

(૩) રામપ્રસાદ બક્ષી "માણ્ડૂક્યોપનિષદોક્ત જાગરિત સ્થાન, સ્વપ્નસ્થાન, સુષુપ્તિસ્થાન, અને તુરીયસ્થાન અહીં લઈ શકાય?" એવો પ્રશ્ન એમના તા. ૯–૭–૬૫ના અમારા પરના પત્રમાં કરે છે.

(૪) બ્રહ્મોપનિષદ્ પ્રમાણે તે નાભિ, હૃદય, કંઠ અને મસ્તક–બ્રહ્મરંધ્ર. (अथ अस्य पुरुषस्य चत्वारि स्थानानि भवन्ति। नाभिः हृदयं कण्ठं मूर्धा च। तत्र चतुष्पादं ब्रह्म विभाति। जागरिते ब्रह्मा, स्वप्ने विष्णुः, सुषुप्तौ रुद्रः तुरीयं अक्षरम्।)

મોટા ભાગની હસ્તપ્રતો 'ચારુ સ્થલ' પાઠ આપે છે તે જોતાં, અને ૭. ૧૦ની ચોથી લીટીમાં પણ 'ચાર સ્ત્રી'નો અર્થ 'ચારુ સ્ત્રી' લેવો પડે છે તે જોતાં, અહીં 'ચાર'નો અર્થ 'ચારુ' કર્યો છે.

છપ્પો ૫. સંતસમાગમ અને ગુરૂપદેશ ઉપર અખો ઘણો ભાર મૂકે છે.

'સંતસમાગમ સંશય ભાગે, જીવપણું ટળી જાય;
મહાસુખ નિર્મળ નિજરૂપ પ્રગટે, હરિ હસ્તામલ થાય.'
(પદ ૫૧; ૨)

'સંકલ્પ મનના શમે, મનોરથ નવ દમે,
એક હરિ મુખ ગમે, બીજાં કર્મ હેઠાં;
લિંગવાસના ગળે, દ્વૈત હરિશું ટળે,
સદા સચ્ચિદાનંદ મળે ઘેર બેઠાં.
પ્રગટે મોટી દશા, વિષય ન ગમે કશા...' (પદ ૫૪; ૨–૩)

મનસા...વિચરવું—અધ્યાત્મમાર્ગે પગે ચાલીને જવાપણું નથી. મનની એકાગ્રતાથી હરિનું ધ્યાન ધરી, વાણીથી હરિની જ સ્તુતિ કરી, કાયાથી થતાં કર્મો કેવળ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરી, અધ્યાત્મમાર્ગે આગળ વધી શકાય છે. પંચ પર અનુભવ ધરવુંમાં પંચ તે પંચ મહાભૂત.

સરખાવોઃ—

'તેજ પવન પૃથ્વી અને આકાશ ને અંબુ:
પાંચેને શમાવતાં, શેષ રહે તે શંભુ.' (પદ ૪૨; ૧)

'પરબ્રહ્મ પ્રપંચ સમ રહે, પંચ વિશેષણ શ્રુતિ કહે:
ત્રય વિશેષણ વસ્તુ તણાં, અને બે તે પ્રપંચનાં ભણ્યાં.

અસ્તિ કેહેનાં સદા સ્થિત જેહ, આદિઅંતનું કારણ તેહ;
જગત જે વડે ઝળકી રહ્યું, બીજું વિશેષણ ત્યાં કહ્યું.

સર્વે પ્રિય લાગે જે માટ, દુઃખ ટાળી સુખ ઘાલે ઘાટ;
પરબ્રહ્મનાં વિશેષણ ત્રણ, બે પ્રપંચનાં સુણજે કર્ણ.

ઊપજે તેનું રૂપ બંધાય, રૂપ થયું તેનું નામ ધરાય;
ઉત્પત્તિ સ્થિતિ લય તે થાય; નામ-રૂપ આવે ને જાય.

એ પંચ વડે કહિયે સંસાર, જે સમજે તે પામે પાર;
પહેલાં ત્રણ તે તું નિજ આપ, અને બે કહ્યાં તેનો ટાળે થાપ.

પંચભૂતનાં જાણયે અંગ, ભૂતોનાં સ્થૂળ સૂક્ષ્મ લિંગ;
મહાનુભાવ એમ સમજી રહ્યા, તે પ્રપંચપારંગત થયા.'

(ગુ. શિ. સં. ૧: ૧૯-૨૪)

'પ્રપંચપારે રહે જે રામ, સદા સર્વદા ન્યારું ધામ.' (છપ્પો ૨૯૩)

લિંગચતુષ્ટય—મહાકારણ, કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ એ ચાર પ્રકારના દેહ. જુઓ છપ્પા ૩ ના ટિપ્પણમાં ગુ. શિ. સં. ખંડ ૩/૪૪-૪૬ નું અવતરણ. વળી જુઓઃ—

'પહેલો કહ્યો જે કૈવળદેહ, તે સ્વતંતર નિઃસંદેહ;
પરમ ચેતનની શી કહું જુક્તિ, ઈશ્વરદેહ જેની સહજશક્તિ.

ઈશ્વરદેહ તે ચેતન અંગ, તેની છાયા વાસનાલિંગ;
વાસનાથી તે ભૌતિક પિંડ, જે નાનાવિધ દીસે ખંડ.

પંદર તત્ત્વની ભૌતિક કાય, નવ તત્ત્વે વાસનાલિંગ થાય;
ચૈતન્યમાત્ર તે ઈશ્વરવપુ, ષડ્વિંશક મહાવિષ્ણુ જપું.

મહાકારણ પરમ ચૈતન્યદેહ, વાણીમાંહી ન આવે તેહ;
પરાત્પર પરબ્રહ્મ અગાધ, કેમ હોય મનબુદ્ધિ સાધ્ય.'

(ગુ. શિ. સં. ખં. ૩/૪૯-૫૨)

લૌકિક પિંડ–સ્થૂલ દેહ–પાંચ મહાભૂતો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો એ પંદર તત્ત્વોનો બનેલ છે. વાસનાલિંગ–સૂક્ષ્મ દેહ–પાંચ તન્માત્રાઓ અને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર અંતઃકરણો એમ નવ તત્ત્વોથી બનેલ છે. વાસનાલિંગની ઉપર કારણદેહ–'ઈશ્વરત્વ'–છે અને તે એક ચૈતન્યમાત્ર છે. એની ઉપર મહાકારણ દેહ–પરમ ચૈતન્યદેહ છે તે શુદ્ધ કૈવલ્યરૂપ છે અને તે મન, બુદ્ધિ અને વાણીથી પર છે. નારાયણ–મહાવિષ્ણુનો વાસ તે છે. આ પણ એક જ બ્રહ્મ છે. છત્રીસ તત્ત્વોની ગોઠવણ આ રીતે થઈ છે. વ્યાપ્નોતિ ઇતિ વિષ્ણુઃ–જે સર્વત્ર વ્યાપ્ત છે, સચરાચરમાં સભર ભર્યો છે અને છતાં સર્વથી પર છે તે મહાવિષ્ણુ.

'સચરાચર બ્રહ્માંડમાં એક બ્રહ્મતત્ત્વ વિલસી રહ્યું છે. પદાર્થો પેદા થાય છે અને નાશ પામે છે, પણ ચૈતન્ય બ્રહ્મ એવું ને એવું જ છે. જીવ જ આ બધા પદાર્થોમાં પોતાનું રૂપ ધરાવી ઉપાધિ વહોરે છે.' 'શુદ્ધ બ્રહ્મચૈતન્ય અવ્યાકૃત–વિકાર નહિ પામેલી–માયાને વ્યાકૃત કરવા મથે છે. આમ કરનાર ચૈતન્યનું નામ ઈશ્વર. જે આ ઈશ્વરના પદને પણ ભેદીને આગળ જાય છે. તેને કાળ તથા માયા નચાવી શકતાં નથી.' 'જ્ઞાન અને ક્રિયાનાં સ્ફુરણો, દેહમાં આ જે ચલણવલણ દેખાય છે તે, તત્ત્વ એટલે ચૈતન્ય વસ્તુને લીધે જ છે. આથી જ બધી વસ્તુરૂપ બ્રહ્મનો વિલાસ ચાલી રહ્યો છે એમ કહેવામાં આવ્યું છે. પૃથ્વી વગેરે તત્ત્વો સાચા પદાર્થ નથી.' 'બ્રહ્મ વસ્તુ જ પૃથ્વી વગેરે રૂપમાં પોતે વિકાર પામ્યા વિના ભાસે છે. અવિદ્યાથી ઘડાયેલી બુદ્ધિને પરિણામે જ બ્રહ્મ ચૈતન્યને સ્થાને પૃથ્વી વગેરે માનવામાં આવે છે. આત્મદૃષ્ટિ મળવાથી આ બધો ચૈતન્યનો જ વિલાસ છે એમ સમજાય છે. અવિદ્યાવાળી અવળી દૃષ્ટિથી પંચ ભૂતો જણાય છે, પણ

વિદ્યાવાળી સવળી દૃષ્ટિથી બ્રહ્મવસ્તુનો અદ્ભુત અનુભવ થાય છે.'
(અખાની વાણી.)

ચિદ્યોનિ-ચૈતન્યરૂપ કારણ પરમાત્મા.

છપ્પો ૬. તોય-પાણી. અવની-પૃથ્વી, બ્રહ્માંડ. વાયે-વાયુ, પવન. નિગમ-વેદ. ત્રિગુણ-ત્રણ ગુણો, સત્ત્વ-રજસ્-તમસ્. અંબર -આકાશ.

પરમાત્મા વર્ણનથી પર છે એ દર્શાવતાં અખો કહે છેઃ—

'જે પ્રભુ વાણીએ કહ્યો ન જાય જી,
અગમ અગોચર જેહેને વેદ ગાય જી."
'જે કહેવો તે કહેવાય નહિ, શબ્દાતીત સદાય."
(અ. ગી. ક. ૧૮/૧, ૯)

"તે વારિ વાયુ વસુધા નહિ, નહિ અનલ ને આકાશ;
સર્વમાંહે ને સર્વવર્જિત, નહિ ઉતપત સ્થિત નાશ."
(અ. ગી. ક. ૧૭/૬)

આકાશ-આઘેરું—સરખાવો :—

"મૂળ સ્વરૂપ કહ્યું નવ જાય, એક સ્વરૂપ તે કેમ કહેવાય?
પ્રભુ આકાશથી ઊંચા ઘણા, ઊંડાપણાની નહિ કાંઈ મણા;
દશે દિશામાં વ્યાપક અનૂપ, એ હદે થાય કેમ અકળ સ્વરૂપ?"
(છ. ૭૧૬)

"આકાશ આઘેરા રામ, કોઈ એક વિરલો જઈ શકે;
બીજા સર્વ દિયે નામ, સૂધું મન સમજે નહિ."
(સોરઠો-૩૨)

"અતિશે આઘો એ જ, આકાશાતીત એ અખા;
સાવ સ્વતંતર તે જ, મનોવાચા અગોચર." (સોરઠો-૨૧૦)

નિગમ નેતિ ગાયે—સરખાવો :–

"વાણીમાંહે જેહ ન આવે, તે તણી સર્વ વાણ;
નેતિ નેતિ કરતાં જે રહે, તેની જાણે સર્વે જાણ."
(અ. ગી. ક. ૧૮–૭)

"નેતિ નેતિનો એહ જ અર્થ, ઊપજ્યું ગણ્યું તે જાણ્યું વ્યર્થ.
શેષ લહીને કહ્યું નેતિનેત, હાથ ખંખેર્યા એણે હેત."
(છ. ૫૦૭)

ગતિ અવગતિ—સરખાવો :—

"પ્રપંચ પ્રીછી જોયો ખરો, નહિ ઊપજે ને નહિ તાં વરો.
જ્યાંશું ઊપજ્યું ત્યાં નવ ઘટે, અને શઢ ન વળે જ્યાં જઈ આવટે.
જાતું મરતું દીસે ખરૂં, અને અખા ભર્યાનું ભર્યું."
(છ. ૨૫૪)

'નહિ ઊપજે ને નહિ તાં વરો, કાં આકાશને મેલું કોં?
(છ. ૨૮૨)

અંબરવત તે ઈશ—સરખાવોઃ–

"સ્વર્ગવૈકુંઠ તે મનનાં કિંકર સદા,
તે મન તણી સુરત્ય પણ ત્યાં ન ચાલે;
વસ્તુ અલિંગ આકાશવત્ નિર્મળ,
બાહ્ય અંતર સળંગસૂત્ર માલે." (પદ ૭૫)

"દ્વૈત વિના કારણ નિધનણું, તે કહું દષ્ટાંતે કરી;
આકાશ વિષે જ્યમ અભ્ર નાના, થાયે જાયે પાછા ફરી.

નીલ પીત ને શ્યામ ઉજ્જવલ, રક્ત ભાત અનંત;
વિચિત્ર ભાતે વિલસ્યાં, ત્યાંહાં તે આવે અંત.

પણ વ્યોમ ત્યમનું ત્યમ થાતે, જાતે ત્યમનું ત્યમ;
વારક-પ્રેરક નહિ અભ્રને, વસ્તુ જાણવી એમ."

(અ. ગી. ક. ૨૧, ૩-૫)

અંબરવત...સદ્ગુરુ હદે—જે આકાશથી આઘેરું છે તે નિર્ગુણ બ્રહ્મ. સોપાધિક સગુણ બ્રહ્મ તે ઈશ્વર. તે અંબરવત્ સર્વવ્યાપી, અખંડ, નિર્બાધ, અનંતશક્તિ છે. સદ્ગુરુ ઈશ્વરતુલ્ય હોઈ એમની દ્વારા ઈશ્વરને ઓળખી લે.

છપ્પા ૭. દિશ-વિદિશ-ચાર દિશાઓ અને ચાર ખૂણા. જાતિ-સ્ત્રી કે પુરુષ. વર્ણ-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર.

સરખાવો:—

"વર્ણધર્મ તું રહે મૂળગે, જેણે સર્વ પડે તાં વગે,
જાત વિચારે તો આતમા, અને આશ્રમ તો તારો તુજમાં.
તેં જાણ્યો છે તે નોહે ધર્મ, અખા કુસકા કૂટયે શ્રમ.'

(છ. ૨૭૫)

દશ ષટ અષ્ટ ને એક—૧૦+૬+૮+૧=૨૫. પાંચ જ્ઞાનેન્દ્રિય ને પાંચ કર્મેન્દ્રિય મળી દસ; પંચ મહાભૂત અને મન મળી છ; પાંચ તન્માત્રા, અહંકાર, મહત્ અને પ્રકૃતિ મળી આઠ, અને એક પુરુષ. આ ૨૫ તત્ત્વોથી પ્રાપંચિક જગત બન્યું છે પણ બ્રહ્મ તેનાથી પર છે.

ભાનુ ભવન મધ્ય વાસ...સરખાવો:—

સર્વ સુખની સીમા છે જ્ઞાન,
જ્યમ સકળ તેજનું આલય ભાન.

"રવિરથ બેઠો જે નર ફરે,
તેને તિમિર તે કયમ આવરે?" (૭. ૩૮૦)

"જ્યમ, ભાસ્કર ભાસ્યો તોય-ભાડે,
પણ ત્યાંહાંનો ત્યાંહાં જોતે ફરી.

તે વારિ માંહિયો વાયુ યોગે ડોલતો દીસે ઘણું;
પણ તરણિ ત્યમનો ત્યમ પ્રાયે, એમ અચલ મંડલ આપણું.

તે તપ્ત જલમાં નોહે તાતો, શીતલતા ન પામે શીતથી;
રક્ત જલમાં નોહે રાતો, પીળો ન હોયે પીતથી.

અશુચિ જલમાં ભાસ્યા માટે, અશુદ્ધતા પામે નહીં;
વારિ-વિવધર માંહે દીઠે, અંતરમાં આમે નહીં.

સુરસરી કેરા નીર માંહિ, પવિત્ર નોહે દિનમણિ;
સુધારસમાં ભાસ્યા માટે, અમર ના હોયે અહર્ગણી.

પાત્રમાંહે'હેઠો દીઠો, પણ પાતાલમાંહે નથી પડ્યો;
અણુલિંગી પદ એમ જાણો, વિવેક-કારણ પરવડ્યો."
(અ. ગી. ક. ૨૮, ૨-૭)

આપ અંશુ-ઇંદુ વિષ્ય—સરખાવોઃ—

"એક મહાન વિચાર વિચાર્યો અખે,
જે ગગનચંદ નાવે જળ વિખે.
વીચિ લોઢ તરંગ બુદબુદા-વારિ વિકાર ઈંદુને નહિ કદા.
એમ પરમાત્મા જાણે જે પિંડ, તે મહામાહંત તારક ઝૂમંડ."
(૭. ૧૬૨)

'જીવપણે હું થઈ રહો, તો જેમ ઉદકમાંનો ઈન્દ;
તે લહેર આવે ને લડથડે, જેમ મગ્ન રહ્યું છે બિંબ.

તે વારિથી વગતો થયો, જ્યારે આપ મળ્યું આકાશ;
ત્યારે સદા સદોદિત સ્વે થયો, જ્યારે નીર પામ્યું નાશ."
(પદ ૨૫)

સૂર્ય ને ચંદ્રનાં આ બન્ને ઉદાહરણો લક્ષમાં રાખવા જેવાં છે. એ બન્ને 'ભવન' એટલે આકાશમાં છે અને ત્યાં પ્રકાશે છે. પૃથ્વી ઉપર પ્રતિબિંબિત થઈને એ જાતજાતના આભાસો જન્માવે છે. એ આભાસો હાલતા-ડોલતા દેખાય કે જે પાત્રમાં પ્રતિબિંબિત થતા હોય તેના ગુણાવગુણ ક્યારેક દેખાડે છતાં એથી સૂર્યચંદ્રની નિર્મળતાને લેશ માત્ર બાધ આવતો નથી. પાત્રનો નાશ થતાં આભાસો શમી જાય છે. પણ એ આભાસોની ઉત્પત્તિ ને લય કે શુદ્ધિ-અશુદ્ધિ સૂર્યચંદ્રને બાધક નથી. એ તો સ્વસ્થાને એવા એકધારા પ્રકાશે છે. પરબ્રહ્મ પણ આ જ રીતે નિર્બાધપણે પ્રકાશે છે. પરબ્રહ્મની જ માયાશક્તિથી ભાસમાન જગત્ અને તેની જંજાળમાં અટવાતા અસંખ્ય આભાસી જીવો પેદા થતા અને કાલગ્રસ્ત થતા જણાય છે. સૃષ્ટિમાં ગમે તે હલચલ મચતી જણાય કે જીવોને સુખદુઃખનાં કે બીજાં અનેક દ્વન્દ્વો પીડે પણ તેથી બ્રહ્મની એકતા, અખંડતા કે સચ્ચિદાનંદ સ્વરૂપને લેશ માત્ર બાધ આવે તેમ નથી. એ તો જેવું ને તેવું જ રહે છે.

સહજ વિનોદ શ્રી હરિ તણો—આ સૃષ્ટિ એ પરમાત્માની લીલા માત્ર છે. એનું સાચું અસ્તિત્વ નથી, હરિ જ સર્વત્ર છે (=વરતે સકલ); એ જ સાચી સમજ છે.

છપ્પો ૮. નિરાકાર બ્રહ્મ જ સર્વત્ર વ્યાપ્ત છે અને એનામાં અને એની શક્તિથી જ વિશ્વ પેદા થતું ને લય પામતું જણાય છે. એ વિશ્વનું નિયમન કરનાર પણ એ જ છે, એમ જુદાં જુદાં દૃષ્ટાન્તો દ્વારા અખો સમજાવે છે.

મહાપદ–બ્રહ્મપદ. મર્મ–રહસ્ય. જગતમાં તો ચેતન પ્રાણીઓ હાડમાંસના દેહ ધારણ કરતાં દેખાય છે. બ્રહ્મ તો આવા ચર્મ-માંસના દેહ વગર જ, આકાર વગર જ, ચિન્મય–ચૈતન્યસ્વરૂપ દીસે છે.

અવલોકે...અરીસે—જગતમાં લોકો અરીસામાં સમાયા વગર તેમાં પોતાનું પ્રતિબિંબ વારંવાર જુએ છે. દેહ વગરના ચૈતન્યનું આ દષ્ટાન્ત છે.

સરખાવો:—

દીપકનો...નિયંતા*—એક જ દીવામાંથી અનંત દીવા પ્રકટે તેવી રીતે વસ્તુમાંથી વિશ્વની ઉત્પત્તિ છે. વિશ્વનો નિયામક કોઈ બીજો નથી.

અખા આપ...કહ્યું—ચૌદે લોકમાં, સમસ્ત બ્રહ્માંડમાં, કેવળ પ્રભુ જ વિસ્તર્યો છે ને વિલસે છે. સમસ્ત સૃષ્ટિ, દેખાતું જગત, એનામાં જ છે, એનાથી ભિન્ન નથી એ રહસ્ય જાણી લઈને મેં અહીં રજૂ કર્યું છે એમ અખો કહે છે. *જગતભેદ*—જગત બ્રહ્મમાં છે, બ્રહ્મમય છે એ રહસ્ય.

છપ્પો ૯. અવની–પૃથ્વી, બ્રહ્માંડ. અર્થ રખે અક્ષર ખોતા—અવનીનું અર્થરહસ્ય અખો સમજાવે છે. પરમ આત્મા વિભુ એક અને અવિનાશી–અક્ષર છે. એનું સાચું સ્વરૂપ સમજાય,

---

* પ્રો. ઝેરી લખે છે. "બે કાચ વચ્ચે દીવો મૂકી બન્ને બાજુ દૃષ્ટિ ફેંકીએ તો દીપકની અનંત પરંપરા ભાસે છે. દીપક એક હોવા છતાં અનંત દીપકનો મિથ્યા ભાસ થાય છે એમ એક બ્રહ્મ સત્ય વસ્તુ છે પણ ભાસ જગત્ તો તેના આભાસની પરંપરા છે."—મૂળ બ્રહ્મ ચૈતન્ય જ, મનદેખાં જણાતાં બીજાં ચેતનોનું કારણ છે ને તે સૌનું નિયામક છે, એવો અર્થ અખાને ઇષ્ટ છે એ સમન્વય એવું છે.–સં.

રખેને આપણે એને ખોઈ બેસીએ, એટલા ખાતર અખો અહીં સ્પષ્ટતા કરે છે. અનેકમાં એકનો જ વ્યાપ છે; વસ્તુતઃ જે અનેક દીસે છે તે એકમાં જ છે, એકરૂપ જ છે, એકનો જ વિસ્તાર છે.

સાત ભૂ ભુવન જેવા મોટા પદાર્થોની સામે વસન-વસ્ત્ર વગેરે બારીક પદાર્થો કલ્પવા પડે. પ્રો. જોશી "સાત વાસ્નાદિક" પાઠ લે છે અને શરીરના સપ્ત ધાતુનો-રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા ને શુક્ર-નો અર્થ ઘટાવે છે. અતિસૂક્ષ્મ અણુપે-અણુ કરતાં પણ વધારે સૂક્ષ્મ.

છપ્પો ૧૦. અહીં આપેલ દૃષ્ટાન્ત માટે સરખાવો :—

"જ્યમ નિદ્રાવાનને સ્વપ્ન હોયે, તે ભોગ નાના ભોગવે;
અણછતા આણી કરે ઊભા, (તેહ) ગેહેન માયા જોગવે.

જાગ્યો તો થઈ ચેતના, નિદ્રા સાથે સર્વ પળ્યું;
ત્યમ તુરીયા વડે તિમિર ત્રાસ્યું, ચિત્ત ચમકયું, તું તે ટળ્યું."
(અ. ગી. ક. ૧૨ ૯-૧૦)

"આપને દીસે પ્રતિબિંબ તે આપનું, રૂપ આ સર્વ ભાસે તે તારું;
આપે આભાસ અનંતરૂપે થયો, મોહવશ કહી રહ્યો તારું મારું...

જાગ્રત સ્વપ્ન ઉપાધિ બહુ વિસ્તરી, દૃષ્ટ પદારથ જે રે દીસે;
સુષુપ્તિ તુરીયાથી વસ્તુ આઘી રહે,
તો શાને મરો છો જઈ તેને હીસે?" (પદ ૭૪)

શાંત-શાંતિ. વામે-દૂર થઈ જાય. રાજે-શોભે. ચાર-ચારુ, સુંદર (૨) અનુચર, પરિચારક. વિધ્યે-પ્રકારે.

સ્વપ્નસૃષ્ટિમાં વાંઢાને પણ સ્ત્રીપુત્રાદિક, સુંદર ઘરબાર, હાથી-ઘોડાનું સુખ વગેરે સાંપડતું જણાય છે. સ્વપ્ન સેવતો એક જ જીવ

ત્યમ જગત જગદીશ માંહિ, ઉત્પત્ય સ્થિત્ય લય દીસે ખરી;
પણ ઓછું અદકું કાંઈ ન થાયે, સાગર દૃષ્ટાંતે કરી."
(અ. ગી. કડવું ૩૭, ૧-૪)

છપ્પો ૧૨. 'હું નદી છું,' એમ કહેતી ને ગર્વભેર ગાજતી નદી સાગરથી ભિન્ન જેમ પોતાનો મહિમા પ્રગટ કરવા મથે છે તેવું દુન્યવી જીવનું પણ છે. અહંતાને વશ થઈ જીવ પણ પોતાનો અલગ મહિમા ગાતો ફરે છે. પણ એવો અહંતામૂલક જીવભાવ પ્રાપ્ત થતાં જ કાળ અને માયાનાં બંધનો ઊભાં થાય છે. પિતૃઓનું ઋણ, ઘરબારની પંચાત, દેવસેવા, પત્ની-પુત્ર-મા-બાપ-ધન અંગેની મમતા, જાત જાતની આશા-અભિલાષા, એ સૌમાંથી મરતાં સુધી જીવ છૂટી શકતો નથી.

સરખાવો:—

"એમ એ માયા વેશ નાના ધરે, કર્મધર્મના શબ્દ બહુ ઊચરે,
જીવ કેરા મનને અતિઘણું આવરે, તેણે પુરંજન બહુ ફેરા ફરે,...

કામ ધામ ને ધન દારા, માતપિતા સુત બંધવા;
વર્ણ વેષ ને રૂપ મુદ્રા, નમણ ઠમણ દેવ વંદવા,
ચાલ્ય ચાતુરી ચૌદ વિદ્યા, અવિદ્યા સર્વ સાધના;
પંડિત જાણ કવિ ગુણી દાતા, સર્વ માયા કેરી આરાધના."
(અ. ગી. કડવું ૬, ૧, ૭-૮)

વડ જડ-મોટું બંધન. જડિયો-જડાયો, જકડાયો. દારા-પત્ની. સર્પિસ-ઘી. મંદધી-ઓછી બુદ્ધિવાળો. વણસે-વંઠે, બગડી જાય.

જ્યમ સર્પિસમે વણસે દધિ—માયાના પાશમાં જકડાયેલો જીવ પોતાના મૂળ સ્વરૂપને પામી શકતો નથી. ઘીમય દહીં વણસે તો ઘી કેમ બને? એટલે કે જ્યાં સુધી જીવને અહંતા મમતા વળગેલ છે

ત્યાં સુધી એ પોતાના શુદ્ધ સાત્ત્વિક આત્મસ્વરૂપને કેમ પામી શકે?

સરખાવોઃ—

"ખરાબ થયો જીવ વ્યસને કરી,
કર્મ વહોર્યાં ને ખોયા હરિ." (છ. ૩૮૪)

"ભલું જાણે તો પાછો ભાજ, પય ટળ્યે જ્યમ પ્રગટે આજ્ય,
દૂધ રહ્યે થાયે નહિ નવું, ઘૃત સહિત પડે ડાટવું.
એમ અખા વિશ્વ કાચું શમે, જામણ વિના કાં ઘૃત નિગમે?
(છ. ૧૬૮)

"વેષ પહેર્યે વિટલતા વધી, જ્યમ વંઠયું દૂધ થયું નહિ દધિ.
કવિતા થયો ન કાઢયું કર્મ, અખા ન સમજ્યો મૂળગો મર્મ."
(છ. ૨૬૬)

"ઉપમા સહિત જે આત્મા કથે, તે મહી વિના જેમ પાણી મથે.
પાણી વિના જે મહી ડોળવું, તે ભાંગે ઘણું પણ થાય ઘોળવું.
જુગતી જાણ્યા વિના જો એકલું ધ્યાય,
તો અખા એકલે નવનીત ન થાય.
તેમ આપ ટાળી જો જુગ આચરે, તો ગુણ વડે ગુણાતીતને વરે.
ગોરસ ને જળ ભેળા મળે, મથે તો રૂપ મહી–જળનું ટળે;
મથનાં માખણ થાય પ્રકાશ, અખા પછી રહી તે પરઠી છાશ
નવનીત કમાયો જુગતે કરી,
જેમ દેહ–આતમાવડિયે ઓળખ્યા હરિ.
તે વિવેકી સદ્‌ગુરુએ વલોવ્યું જરા, નવનીત નરાળું પામ્યો તદા;
અનુભવઅગ્ન્યે કીધું તૂપ, અખા ભાળ એ બ્રહ્મસ્વરૂપ."
(છપ્પા ૭૪૦–૨)

"એ માયાનું બલ તાંહાં લગે, જાહાં આત્મા જાણ્યો નહીં."

આમ અનેક જીવોને સર્જે છે. સ્વપ્નદશા પૂરી થઈને જ્યાં જાગૃતિ આવી કે એ અનેક જીવોનો તત્કાળ અંત આવે છે, એટલું જ નહીં પણ એ બધાનું અસ્તિત્વ જ સાચું નહોતું, આખી સ્વપ્ન-સૃષ્ટિ મિથ્યા જ હતી, એમ સમજાય છે. જેમ જાગ્રતદશામાં સ્વપ્નની સૃષ્ટિ મિથ્યા ભાસે છે, તેમ જ્ઞાનદશામાં બાહ્ય જગત પણ મિથ્યા ભાસે છે. માયાજાળ સમા બાહ્ય જગતનું મિથ્યાત્વ સમજતાં જ્ઞાનીને બ્રહ્મ અને પોતાની એકતાનો અનુભવ થાય છે.

છપ્પા ૧૧. પ્રાપંચિક જગતમાં વ્યવહારદષ્ટિએ ભાસતા અનેક ભેદોમાં જીવ જગત અને ઈશ્વરના ભેદ સૌથી વધુ મહત્ત્વના છે. એ ભેદો વાસ્તવિક નથી. કેવળ અજ્ઞાનદશામાં એ ભેદો ભાસે છે, અને જ્ઞાનદષ્ટિ મળી જતાં એ ભેદો નિર્મૂળ થઈ જાય છે અને સર્વત્ર પરબ્રહ્મ જ વિલસી રહ્યું છે એમ જણાય છે. ઈશ્વરના સ્વરૂપ સંબંધી વિચારણા કર્યા બાદ અખાએ જગતનું રહસ્ય, એનું માયિક સ્વરૂપ, છપ્પા ૮, ૯, ૧૦ માં વર્ણવ્યું. હવે જીવ સંબંધી વિચારણા અખો આરંભે છે.

વારિધિ–સમુદ્ર. વાર–વારિ, પાણી. દિશોદિશ–બધી દિશામાં. વનરાય–વનરાજિ, વનની વનસ્પતિ. અંબુ–પાણી. સરું–અંત. સરિતા—સમુદ્રને નહીં મળતી નાની નદી. સહી–નક્કી, ચોક્કસ. સરખાવો:—

> "પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો, એકલો બહુનામી;
> સંતો રે સચ્ચિદાનંદ સ્વામી,
> ગિરિ ગહ્વર વન વાટિકા, પુર રૂપે, પોતે,
> સાગર સરિતા શ્રીહરિ, ભાગ્યો ભ્રમ જ જોતે.
>
> દેવ દાનવ માનવ મુનિ, દશી દિશાએ દેખો;
> અન્ય નથી કોઈ ઈશથી, એમ દ્વૈત ઉવેખો." (પદ ૩૮)

"અનેક નદીએ જળ વહે, તેને જૂજવું મત જાણ્;
સાયર જાતાં સર્વ ભેળી, તેનું નીર થયું નિરવાણ." (પદ ૩૩)

"એમ સમજ્યે નર પામે પાર, જે મુજ પહેલો હુતો કિરતાર.
મુજ જાતે રહે છે હરિ, વચે હું રહ્યો માથે કરી." (છ. ૩૦)

આ છપ્પામાંનો વિચાર અન્યત્ર મળે છે.

"આપે આપ તું રે, હુંજ ન મળું શોધ;
તું બોલે ચાલે સાંભળે, તેં માહરો લીધો વેષ.

હું પડછંદો તાહરો, તાહરે તે શ્વાસે શ્વાસ;
મન તું, તન તું, ત્રિકમા! તુજ માંહે તે માહરો વાસ...

જેમ અંબુધિ માંહેથી અંબુને, લઈને વરસે બે વાય;
તેનાં નદીનાળાં નામ ધર્યાં; પણ ભર્યાંમાં ભેળા થાય.

જ્યારે હું થઈને તાહરું કાઢવા જાઉં છેક;
ત્યારે વિલય થાઉં વિચારતાં, તો કોણ કહે બે એક?"
(પદ ૭)

"વસ્તુનું વક્તવ્ય કીધું ન જાય જી,
જેહનો મહિમા મોટા પ્રાયજી.
જ્યમ અર્ણવનું નીર જમાય જી,
બાધો સાયર ત્યમ રહ્યો જાય જી.

એ સાયર જ્યમનો ત્યમ સદા, ત્યમ મહાપદની મોટમ ઘણી;
તીરે કહીં એક લવણ જામ્યું, તો શી ઓછમ સાગર ભણી.

જમાતાં કાંઈ જાન નોહે, અને નીર નથી ઓછું થતું;
સહજ ઐશ્વર્ય માંહે નીપજે, ન જણાય જાતું આવતું,

જ્યમ ગોરસમાંથું આજ્ય કાઢયું, તે જ તક થયું દહીં;
આત્મા જાણ્યે એમ માયા વિચારે દીસે નહીં.

એ કર્મ—એહેન તે ત્યાંહાં લગે, જ્યાંહાં સદ્‌વિચાર નથી ઊપનો,
**નવનીત વણસે તાંહાં લગે, જ્યાંહાં ભેદ ન જાણ્યો તૂપનો.**

તે તાવ્યું માખણ ઘૃત થયું, પછે વણસે નહીં ક્યમે;
ત્યમ આત્મા જાણે નહિ પ્રાભવ, અણજાણ્યે માયા દમે."
(અ. ગી. કડવું ૧૨; ૪–૭)

"જે થાયે તે જાય, વણ–થયું વણસે નહિ;
જેમ ઘાટ ગળ્યે ઘડાય, પણ સોનું તે સરખું સદા."
(સોરઠો ૮૩)

છપ્પો ૧૩. ઉલ્લાસ–ઉલ્લાસ, પ્રકાશ, કિરણી–સૂર્ય. ઉદ્યોત–પ્રકાશ. નિજ ઘર–પરમ ધામ બ્રહ્મ. સાયુજ્ય–પરમાત્મામાં ભળી જવા પણું, એકરૂપતા, અભેદ. વર વિજે–શ્રેષ્ઠ વિજય.

જગત પ્રપંચમાં રચ્યોપચ્યો રહેતો માયાબદ્ધ જીવ કયારેક એકાએક જ્ઞાનનો પ્રકાશ મેળવે છે. અચાનક કોઈક બ્રહ્મજ્ઞાની ગુરુ મળી જતાં, એના ઉપદેશથી એવો જીવ વીતરાગી બની જઈ પરમાત્મામાં એકરૂપ બની જાય છે.

સરખાવો:—

અચાનક જ્ઞાન ઊપજે એમ જાણ, કાંઈ દેશકાળનું નહિ પરમાણ;
–જ્યમ અકસ્માત્ ફળી આંબલી, એક રાતે ફૂલી ફળી.

(–જ્યમ અકસ્માત્ હોય પર્જન્ય, રત કુ–રત નહિ મેઘને મંન.)
વય વર્ણ દેશકાળ જ કશા ? અખા જ્ઞાનની મોટી દશા."
(છ. ૧૦૦)

"અણુલિંગી સ્વે આત્મા જ્યારે, આવીને દે હુલ્લાળ;
તેની જ્યોત ઝળહળ પેખીએ, ત્યારે તિમિર નાસે તત્કાળ."
(પદ ૨૫/૯)

"અણછતો ઊભો થયો તે, જનમ મરણવશ જીવ;
તે દારિદ્રય દાખતો દૂબળો, એની આદ્ય શૂન્ય સદૈવ.

તે અટક કરતો એકલો રે, ભમતો તે ભવમાં ભૂર;
તેને અકસ્માત્ ઉદ્યોત હવો, ઊગ્યો અનુભવસૂર."
(પદ ૨૨, ૯)

"વાણું વાયું નર ત્યારે તું જાણજે, ત્રિગુણરૂપી તારી રાત્ય જાયે;
આત્મા અર્ક ઊગે જ્યારે આપમાં, ત્યારે નિશાચર ઠામ થાયે...
પ્રાતનું પારખું ત્યારે તું જાણજે, દ્વૈત અજ્ઞાનની ઊંઘ ઊડે;
સોહં બ્રહ્મ હૃદયમાં પ્રગટે, મન ન લાગે કાંઈ રૂડે કૂડે."
(પદ ૭૨, ૧, ૪)

"જેહને કૃપાનિધાન કૃપા કરે, તે સંતને સદ્‌ગુરુ મળે,
સદ્‌ગુરુ મળે તો પાર પામે, અને જીવ બ્રહ્મમાંહે ભળે."
(અ. ગી. કડવું ૩૫, ૮)

છપ્પો ૧૪. સાન–સંજ્ઞા, ઉપદેશ. જમલો–પાસે, પોતા ભેગો. જતાં–ઊજવાથી. કાસળ કમળો–કમળારૂપી કાસળ. આમે–આમય, રાગ. લિંગ લય થાય–દેહબુદ્ધિનો નાશ થાય. આલોચે–વિચારે. અંબર વિષે–'અંબરવિષ્યે' એવો પાઠ પણ સારો છે. આલ–ધામમાં. પરહરી–ત્યજી.

માયાથી મુક્ત બનેલ જ્ઞાની શા રીતે બ્રહ્મમાં લીન થાય છે તે અહીં જણાવ્યું છે.

"બ્રહ્મભાવ આણ્યા વિના, અનુભવ નહિ વાધે;
અનુભવ ત્યાં હું-તું ટળે, એમ જ વસ્તુ લાધે.
વસ્તે વસ્તુ જ પામિયે, એ સાધન છે સાચું;
લહે લાગ્યા વિના જાણજો, એ સર્વ કાચું.

શૂન્ય મંડળમાં સ્વામીને જુઓને સબળા;
નાથ નીરખતાં નેત્રથી, જાય દ્વૈતનો કમળો.
દ્વૈત સહિત અદ્વૈતનો, અનુભવ નહિ આવે;
વસ્તુ વિચારી લેતાં, મન સહેજે સમાવે."

(પદ ૪૦, ૨-૫)

"સાધુ પુરુષની સંગત સાર, મનવૃત્તિ હોય બ્રહ્માકાર...
જે કરે આપસરીખો તાત, બ્રહ્મવેત્તાની મોટી વાત..."

(ગુ શિ. સં. ખંદ ૩/૬૨, ૬૮)

આલોચે અંબર વિષે—કોટિ બ્રહ્માંડ ઉદરમાં છતાં આકાશ નિર્લેપ નિર્વિકાર છે એમ જોઈને જે એ રીતે બ્રહ્મવસ્તુનો જ વિચાર કરે છે તે બ્રહ્મમાં જ લીન થઈ જાય છે, અને આમ જગતની માયાની જંજાળ ફગાવીને મૂળ ધામ બ્રહ્મમય જ બને છે.

સરખાવોઃ-

"વસ્તુ વિચારે એટલો લાભ, જ્યમ નિર્વિકાર સદા રહે આભ.

કોટિ બ્રહ્માંડ ઉદરમાં રમે, પણ આપ આયાસ નહીં કો સમે.
અચવ્યો રસ એવો છે સદા, અખા દ્વૈત નોહે આપદા."

(છ. ૩૭૯)

છપ્પા ૧૫. રત્ય-ઋતુ, રત. દ્યૌ-આકાશ. ડોહોલ-ડોહોળાપણું. પલાય-દૂર થાય. ચાસન-ખુલ્લે ખુલ્લો, જાહેર રીતે. ધંદ-ઉપાધિ,

ચિંતા. ભવ —સંસાર. આગે—અગાઉ. વપુ—શરીર. ચતુર લિંગ—લિંગચતુષ્ટય. લિંગ એટલે કર્મક્લેશ અને જ્ઞાનના સંસ્કારો જેમાં રહે છે તે દેહ. તેના ચાર પ્રકાર છે—કૈવલ્યદેહ, કારણદેહ, વાસનાલિંગદેહ, અને સ્થૂલદેહ. ધ્યે—ધ્યેય, બ્રહ્મ.

જ્ઞાનદશા પ્રાપ્ત થતાં, દેહભાવનો નાશ થઈ, ધ્યેય અને ધ્યાતા એકરૂપ જણાય છે તે વાત અખો અહીં સાદા દૃષ્ટાંત દ્વારા સમજાવે છે. ચોમાસું પૂરું થતાં શરદઋતુમાં આકાશ નિરભ્ર ને સ્વચ્છ બને, મનને પ્રફુલ્લિત કરનારી વાયુની મંદમંદ લહેરો આવે, આકાશમાં ચંદ્ર ખુલ્લે ખુલ્લો પ્રકાશે, મનની ચિંતા દૂર થાય. અજ્ઞાનદશાનો અંત આવતાં સંસારની ભ્રાંતિ ટળે, આત્મપ્રકાશ લાધે, દેહ નિર્મળ બને, ચાર પ્રકારના દેહનું તારતમ્ય સમજાય અને સર્વત્ર ચૈતન્ય સ્વરૂપ પરમાત્મા દેખાય અને તેની સાથેની અભિન્નતાનો અનુભવ થાય.

સરખાવોઃ—

"જ્યારે શરદકાળનો શશી ઊગે, ત્યારે નિર્મળ થાય નભવાસ;
ત્યમ વસ્તુવિચાર વિગતે કરે, તેને આતમતત્ત્વ અવાસ."
(પદ ૨૨, ૧૦)

લિંગ ચતુષ્ટય—જુઓ ટિપ્પણ છપ્પા ૩ અને ૫.

સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એ ચાર દેહમાં છેલ્લું મહાકારણ તે કૈવલ્ય પદ. તેમાં બ્રહ્મચૈતન્ય સમરસભાવે રહેલું છે અને સૂક્ષ્મ બુદ્ધિવાળા જ્ઞાનીઓ તેને સમજી લે છે.

છપ્પો ૧૬. જીવન્મુક્ત—જીવતાં જ મુક્તિ પામેલ. દૃષ્ટાંત રાજા જનક વિદેહીનું આપી શકાય.

ગુરુગમે આલોચતે—ગુરુચરણે બેસી, એના ઉપદેશ પ્રમાણે, જ્ઞાનદષ્ટિએ વિચારતાં. એ કળે-'એ કલે' અને એકલે' પાઠો પણ છે.

સરખાવો:—

"દીપક તે વહ્નિ કેમ જાુએ, વસ્તુ એક ને નામ જૂજવે.
કિરણ સૂર્યને ઝાલે કેમ! તારું તન પણ જાણે તેમ."
(ચિ. વિ. સં. ૧૪૧-૨)

"અરૂપી રૂપે બહુ થયો, સ્વસ્વરૂપે જ્યમનો ત્યમ રહ્યો;
જ્યમ અગ્નિથી દીપક થાય, પછે દીવે દીવા ચાલ્યા જાય.

પણ હુતાશન ત્યમનો ત્યમ અખે,
એમ હાનિ-વૃદ્ધિ નહિ ચૈતન્ય વિષે." (છ. ૫૫૬)

"હરિ હરિજન અળગા કરી રખે ગણો,
સંત સેવ્યા તેણે સ્વામી સેવ્યા;
નિર્ગુણ બ્રહ્મ સગુણ સંત જાણવા,
જેમ વહ્નિથી તેજવંત હોય દીવા.

અગ્નિથી દીપ તે થાયે બહુ આદર કર્યે,
દીપથી તે દીપ થાય સહેલો;

જ્ઞાનીની મૂર્તિ તે જાણો ગોવિંદની,
તહાંથી ભગવાન એટે જ વહેલો." (અ. ગી. ૫૬૮)

"જગતની જુક્તિ તે જીવ નવ લહી શકે,
જુક્તિ જાણે તે તો આપ કહાવે;
સૂરજકાન્ત સૂરજે કરી દેખીએ,
ત્યમ હરિ તણી દષ્ટિએ હરિ જ આવે.

જીવ છતે થઈ શિવ તે નવ મળે,
શિવ તણો પદ જીવ ના રે દીસે;
ધ્યેય ધ્યાતા તણો ખેલ તમે જાણજો,
માયાવિલાસ છે વસા રે વીસે.

નથી કહીં દેહપ્રપંચનું કામ ત્યાં, નથી સેવક ને કોઈ સ્વામી;
અચિંત્યનો ખેલ એ·તે શકે અનુભવી, અચિંત્ય બેઠો પામી.

હોય તે જીવ તો શિવ ના કહેવાય તે,
જીવશિવનું પરમાણ કરતાં;
જેને આધારે ચોવીસે ચલવલે, ઊગરે શેષ જે સર્વ ખરતાં."
(પદ ૫૬)

જીવન્મુક્ત*—"હું નહિ ગુણઇન્દ્રિયદેહવાન,
પ્રકૃતિ પુરુષનું નહિ મુજ માન,
મુજમાં સહુ, હું સર્વાતીત; હું છું ત્યાં નહિ દ્વૈતાદ્વૈત,
અખા એમ સમજી રહે જેહ, જીવન્મુક્ત યોગેશ્વર તેહ."
(છ. ૪૨)

"જીવન્મુક્તા તે યોગેશ્વર, જે એમ વરતે દેહ વિષે;
જ્યમ નાગને અંગે જરા પાકી, તે અળગી થઈ રહી નખશિખે.
તે ચલણ હલણ કરે ખરી, પણ અંગથી એકતા ટળી;
ત્યમ જીવન્મુક્તને દેહ જાણો, જ્યમ ભુજંગને કાંચળી.

* "જ્ઞાતા (જાણનાર), જ્ઞેય (જાણવાનો વિષય) અને જ્ઞાન એ ત્રિપુટિથી રહિત અને વાણીથી પર એવું જે 'તત્ત્વમસિ'નું પદ છે, તે જીવન્મુક્તનું મૂળગું ધામ છે. તેમાં મોક્ષ નથી. બંધન નથી, તેમાં આત્માનુભવનું વિશુદ્ધ વિતાન છે. આવો અનુભવી પુરૂષ 'અહં બ્રહ્માસ્મિ'–'હું બ્રહ્મ છું' એમ બોલ્યા વિના મૌનપણે તેનો અનુભવ કરે છે."–અખાની વાણી, ત્રીજી આવૃત્તિ; પા. ૪૬૧.

ઊપની'તી તે સેહેજ માંહિ, અનાયાસે અંગથી;
જ્યારે વરમીને થયો વેગળો, ત્યારે ભિન્ન દીઠી ભુજંગથી
એમ જીવન્મુક્તને તણો જાણજો દેહસંગ;
છેની છે ને નથી સરખી, જ્યમ દષ્ટાંત ફણુંગ."

(અ. ગી. કડવું ૧૬)

ગુરુગમ—ગુરુએ આપેલ સમજ-દૃષ્ટિ.

સરખાવોઃ—

"મૂંડ દેઈને શું ફરો? પિયુ પાસે ભાળો;
પડદો છે આડો કર્મનો, ગુરુગમસે ટાળો." (પદ ૮૭, ૩)

"અણછતી મધ્ય માયા રહી મા'લે, મિથ્યા જીવને ઘાંઘર ઘાલે,
પ્રકૃતિ જેવી પુરુષ પણ તેવો, મૃગજલ વંધ્યાપુત્રજ જેવો,
વસ્તુ વિચાર્યે મિથ્યા સર્વે, સહુ લાગ્યા મોહજળને તરવે,
કહે અખો રામ જ્યમનો ત્યમ છે,
પૂરા ગુરુ વિના સહુને અગમ છે." (પદ ૧૦૦, ૪-૭)

છપ્પો ૧૭. જ્યાં એક બ્રહ્મ જ સર્વત્ર વ્યાપ્ત છે, એનાથી જુદું બીજું કશું છે જ નહિ, ત્યાં સંસારમાં જણાતા ભેદ સાચા કેમ હોઈ શકે? ભેદમાત્ર માયામૂલક છે.

કાયા—કાયા, શરીર. લેહેવા—મેળવવા. નેડે—પાસે. શાથે—શામાંથી.

સરખાવોઃ—

"કાયા મન કોણ કહે તેહેને, જ્યાંહાં કહણહાર કહેવું નથી;
અધ ઊર્ધ તે તે શું શાથી, જ્યાંહાં ગ્રહણહાર ગ્રહેવું નથી.

દૂર નિકટ તે શા થકી, જો મધ્યે પદારથ નહીં કરો;
સદા નિરંતર છે જ સરખો વસ્તુવિચારે એ અરો.

પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો છે, જગત નથી નિરધાર......
એ પૂર્ણથી પૂરણતા ભાઈ, વેત્તા વિણ વિજ્ઞાય."
(અ. ગી. કડવું ૩૮;૨–૪, ૧૦)

છપ્પો ૧૮. મર્ત–મૃત, મરેલો. વેજ્ઞ–વેદ્ય, જાણવાની વસ્તુ. બ્રહ્મદશામાં વેત્તા–વેદ્ય, જ્ઞાતા–જ્ઞેયનો ભેદ રહેતા નથી. એ દશામાં શબ્દોચ્ચારને અવકાશ નથી. એમાં તો દેહધારી ચૈતન્ય અનંત ચૈતન્યને પામે છે. જગતમાં ભાસતા ભેદો એ સાપેક્ષ દૃષ્ટિની ઊપજ છે; વાસ્તવમાં બધું અભિન્ન છે.

સરખાવોઃ—

"જગતભાવ નહીં જ્યાં લેશ, ત્યાં સત્યમિથ્યાનો શું ઉપદેશ?
કેનાં જન્મ કર્મ રૂપ નામ, સીમ કશી જ્યાં ન મળે ગામ?
અખા નહીં જ્યાં પ્રાચે પિંડ, એ તો જ્યમનું ત્યમ અખંડ.

કૈવલ્યને કો કયમ કરી કવે, પોતે પોતાને શું સૂચવે?
દ્વૈત વિના ન બેસે ઘાટ, અને એકલો તાં ન બોલે નાટ."
(છ. ૩૪૬–૭)

છપ્પો ૧૯. લહેવું–ગ્રહણ કરવું. દિલને ધરવા–દિલમાં, અંતરમાં ધારણ કરવા. સહરાવવું–આનંદ કરવો. ઉપાંતર–બીજા ઉપાય. સાહાવા–પકડવા, આધાર લેવા. આપ–અહંતા, દેહબુદ્ધિ. સહેજે સહેજ–પૂરેપૂરું, આપોઆપ. લેખે લિંગ લાગે થકે–લેખું કરવા જતાં, કહેવા કે વર્ણવવા જતાં, લિંગ–ચિહ્ન કે મર્યાદા–લાગી જાય.

જાહાં નહીં શબ્દોઉચ્ચાર—સરખાવોઃ–

"જીવ ભક્તિ કરે શા વડે, જે સામગ્રી હરિની નીમડે?
તેનું લાવી તેને સજે, પણ પોતાને મળે નહિ રજે.

જાણ્યું આપ સમર્થ હસ્ત, તેહ નીમડી તેની વસ્ત;
અખો જે જે કરવા ગયો, એ તો એમ અણબોલ્યો રહ્યો."

(છ. ૨૦૮)

"વાંણું વાયું સત તે નરને ખરું, બીજાને શર્વરી વહે સદાયે;
સૂરજ સરખો સહુને માથે તપે,
પણ જાગી જુએ અખા તે સહરાયે."

(પદ ૮૦, ૫)

"અખો શું કવિતાપણું કરે, જો વાત કશી જ ન પહોંચે સરે?
કે લેવું કે મૂકવું કહે, તે તો સર્વ આંધેરું રહે.
એવું કવતાં આવે લાજ, કાંઈ સમજ્યા સરખો છે મહારાજ."

(છ. ૩૪૩)

છપ્પો ૨૦. વારે–અટકાવે. તિમિર–અંધકાર. પાત્ર–વાસણ. તાસ–તેને. પખપખા–પક્ષાપક્ષી. જ્ઞાન વિનાની કર્મધર્મની પ્રવૃત્તિ મિથ્યા છે એમ અખો વારંવાર કહે છે.

સરખાવો.—

"જીવ તણી છે અવળી સજ, ધાયે ધૂપે કે પાટલ પૂજ.
બાહ્યકર્મ કરી ગૂંચાય, મતદર્શનના મળ બંધાય,
અખા ધોવો છે અહંતાકાટ, તેં તાં ભીડયાં કર્મકપાટ."

(છ. ૩૮૨)

"ત્યાં લગે ધા–ધૂપ પૂજ પખાલ, જ્યાંહાં ન લાધી હરિની ભાળ."

(છ. ૩૫૫)

જેમ તિમિર...સરખાવો:—

"એહ અજાને હ્યો ઓળખી, તો ધ્યેય ધ્યાને આવે;
એમ અંધારું ઉલેચતાં, નવ તિમિર નસાવે." (પદ ૪૭, ૫)

. મંદ બુદ્ધિવાળા અજ્ઞાનીઓ ધર્મ કર્મ પાછળ પડી મારું-તારુંના ઝઘડા કરે છે

'મુક્તિ–બંધ પૂછે મતિમંદ શોધી જોતાં સ્વે ગોવિંદ,
પ્રાણ્પિંડમાં હું કે હરિ, જો જુએ અખા નરતે કરી;
બંધ મોક્ષ ન કરે ઉચ્ચાર,
જ્યમ આકાશ–કુસુમનો નોહે હાર." (છ. ૬૩૦)

"પુણ્ય–પાપ લખિયાં ઋષિજને, જેણે જેવું માન્યું મને.
બ્રાહ્મણ કહે : સત્ય કરવા યજ્ઞ, પશુવધ કીધે હોય પુન્ય.
જૈન કહે: એ હિંસા પાપ,
અખા ધર્મ પણ જૂજવા થાપ." (છ. ૫૭૨)

"કો કહે મહામોટો શિવદેવ, કો કહે વિષ્ણુ મોટો અવશ્યમેવ,
કો કહે આદ્ય ભવાની સદા, બુદ્ધ કલ્કિના કરે વાયદા.

જૈન કર્મની સદા દે શીખ, યવન માને કલમે શરીખ.
અખા સહુ બાંધે બાકરી,
પણ કો ન જુએ હરિને પાછો ફરી." (છ. ૩૮૭)

છપ્પો ૨૧. બીજી લીટી પ્રો. જોશી જુદી રીતે વાંચે છે "દે વર્ણાશ્રમ અભિમાન,–વાન અસમંજસ ભાને." "કોઈ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈસ્ય વગેરે જ્ઞાતિઓની ભિન્નતા જાળવવાનાં અભિમાનને જ મોક્ષનું સાધન માને છે. વાન=વર્ણાશ્રમ એટલે શું તેનું અસમંજસ=ખોટું, અસમંજવાળું ભાન=જ્ઞાન હોવાથી તેઓ ખોટે માર્ગે દોરવાય છે, સૌ બ્રહ્મરૂપ જ છે ત્યાં બ્રાહ્મણ ક્ષત્રિયનો ભેદ ન સંભવે, એ જ્ઞાન તેમને નથી." (એમનું ટિપ્પણ પા. '૩૬) અહીં સ્વીકારેલા પાઠની તરફેણમાં સરખાવો:—

"પ્રતિ ન મળે તે વસ્ત અમૂલ, મળે જોડ તો ભાગે ભૂલ,
કો શૂરા કો દાતા દયા, કો તપસી સત્યવાદી થયા,
સહુને જોડ અધિક પણ મળે,
પણ અખા વસ્તુને સહુ કો તળે." (છ. ૯૦)

ભણ્યેગણ્યે હરિ નાવે હાથ, જ્ઞાન તપસ્યા કાળને સાથ.

વ્યાકરણ વેદ સમાધિ અસંગ, જોતાં સર્વ માયાનાં અંગ,
અખા અણુલિંગી પદ અનુપ, જ્યાં ધ્યેયધ્યાતાનું ન રહે રૂપ."
(છ. ૧૧૦)

અષ્ટાંગ યોગ—યોગનાં આઠ અંગ તે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણ, ધ્યાન ને સમાધિ, જુઓઃ–

"ધ્યાય ધૂપે ધસમસે, વળી સાધે વાધે જોગ;
પણ અળગા નહિ નામરૂપથી, એવો એ દીરઘ રોગ."
(પદ ૨૭, ૩)

મનમાનીનતા—"યોગ યજ્ઞ તીર્થ વ્રત, એ કૃત્ય છે મનનું,
મન ઊભે સર્વે ખરાં, મન બીજ છે તનનું." (પદ ૩૯, ૩)

"અખા સર્વ માનીનતા ભેદ, માનીનતાને વિધિનિષેધ;
બંધ મોક્ષ ચૈતન્યને કશા? જોતાં દેહની જડ છે દશા."
(છ. ૬૮)

"આપ થકી રે અળગા થાતાં, કૃત્ય સઘળાં સૂઝે;
અન્ય આપોપું ઓળખે, એટલા કોઈક બૂઝે,
મનના તાણ્યા માનવી, હીંડે ભવોભવ ભમતા;
વિદ્યા અવિદ્યા તો મન લગી, એ તો મનની રમતા."
(પદ ૪૪, ૨-૩)

અને તેથી અખો કહે છેઃ-

"સુલભ મારગ સંતનો જહાં કાયક્લેશ ન હોય;
સમજણ સાધન સાધતાં, સ્વયંપ્રકાશ જ હોય."
(ગુ. શિ. સં. ખંડ ૩, ૫)

**તકના પાનથી અલંબુદ્ધિ ઊપજે નહિ—**

સરખાવો :-

"જ્યમ ભૂખ્યો નર બહુ તકા પીએ,
જાણે ઉદર ભરીને પુષ્ટિ પામીએ;
તેણે ધરાયે નહિ ને વાધે રોગ,
એમ અખા નોહે આતમ ભોગ." (છ. ૧૬૫)

છપ્પો ૨૨. ષડ્દર્શન-સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વ-મીમાંસા અને ઉત્તરમીમાંસા એ ૭ દર્શનશાસ્ત્રો. નગ્રે-નગ્રે-પ્રત્યેક નગરમાં, ગામેગામ. ઈશ-રાજવી. કર્ણ-કુંતીનો કુમારિકાદશામાં સૂર્યમંત્રથી જન્મેલ પુત્ર, અર્જુનનો એ મોટામાં મોટો હરીફ. કર્ણ જન્મ્યો ત્યારે કવચ અને કુંડલ સાથે જન્મ્યો હતો. અર્જુનના સહાયક ઇન્દ્રે બ્રાહ્મણનો વેશ લઈ કર્ણ પાસે એ કવચ -કુંડલ માગ્યાં અને કર્ણે તે આનંદથી આપી દીધાં હતાં-પરિસ્થિતિ સમજ્યા છતાં. દાનેશ્વરીમાં કર્ણ શ્રેષ્ઠ ગણાય છે.

ખટદર્શનનું જ્ઞાન—સરખાવો :-

"ખટદરશનના જૂજવા મતા, માંહોમાંહે તેણે ખાધી ખતા,
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે."
(છ. ૩)

"દર્શનભેદ દાવા મત ઘણા, ગઢ બાંધી રહ્યા આપ આપણા.
એક એકપેં દૂંકી રહ્યા, અમે પામ્યા બીજા વહેતા ગયા.

અખા નાટકની એવી રીત, મન લગે છે દ્વૈતાદ્વૈત.'' (છ ૧૫૭)

" ખરા વિગૂતા પંડિત જાણ, જેણે કર્મતણું બાંધ્યું બંધાણ,
ભણ્યે ગણ્યે થઈ બેઠા પૂજ, પણ અળગું રહ્યું આતમાનું ગુઝ.''
(છ. ૧૭૯)

" સ્વામી બેઠા આપ, એ તો મનને વળગ્યું પાપ.''
(છ. ૬૪૪)

" વાદ વિદ્યા ભાગી વર્ણવે પંડિતા, હામ પ્રભુ તણે થાય પોતે,
વર્ણઆશ્રમ અહમેવ મારો મરે, જેમના તેમ જાય માથા મોતે.''
(પદ ૫૮, ૨)

['કોય કવીશ્વર થાય' પાઠ 'કો કહાવે ચિર–આય'ને સ્થાને મળે છે.]

" પ્રાયે પ્રપંચ આંળપંપાળ, પંડિતે તેનાં ગૂંથ્યાં જાળ,
શ્લોક સુભાષિત મીઠી વાણ, તેણે મોહ્યા કવિ અજાણ.
કહે અખો મર્મ સમજ્યા પખે, સંસ્કૃતનું પ્રાકૃત કરી લખે.

કવિશક્તિ જણાવા કાજ...
મિથ્યા સંસાર સાચો કરી કવે...
પૂજાવા મનમાં બહુ કોડ, શબ્દતાણા જોડે છે જોડ.

કવિતા થઈ અધિકું શું કર્યું, જો જાણ્યું નહિ બ્રહ્મ આણચર્યું?
રાગદ્વેષની પૂંજી કરી, કવિવ્યાપાર બેઠો આદરી.'' (છ. ૬૬૩–૬)

તોયે તે જાણે અખા, સમ્યક સઘલી વાસના...ઉપાસના—

" જ્યારે ઉપની મન કામના, ત્યારે ફેર પડ્યા ગામના,
સહેજે નર થાયે નિષ્કામ, તો નથી લેવા જાવો રામ.
જ્યમ સૂર તજેથું વાદળ ટળ્યું, અખા ધામ દીસે નિરમળું.''
(છ. ૯૪)

લિંગભંગ-દેહબુદ્ધિનો નાશ; ને પરિણામે અહંતાનો નાશ.

"ખેરેરા વપુ વડે સાચો શીદ રડવડે?
જો તારું મન આડે આવી વસ્તે;
તો લિંગનો ભંગ થઈ લેશ હું નવ રહે,
જાગતાં સ્વપ્નકંકણુ ન હસ્તે." (પદ ૫૯, ૫)

છપ્પો ૨૩. સાત-સત્ય, અનેક. કહી આલે-કહી આપે, જણાવે. બીજી લીટીમાં પ્રો. જોષી 'કહાવે' પાઠ લઈને નોંધે છેઃ- "કેટલાક પોતે પ્રભુનો અવતાર હોય એમ જાહેર કરે છે અને હાથ વડે મુખમાં (વૈષ્ણવ મહારાજો પેઠે) પાનની ખીડી મૂકતા હોય છે!"

ઈશ ને અજ--મહાદેવ અને બ્રહ્મા. સિદ્ધિબળે કેટલાક બીજાઓને દેવોનાં દર્શન કરાવી શકવાનો દાવો કરે છે. કટા-ઈંડ-અંડકટાહ, બ્રહ્માંડનું કોચલું. પ્રૌઢી કાય-વિરાટ રૂપ.

સરખાવોઃ--

'જો થાય આરૂઢ યોગ, સાધનને સરે ચઢે;
કટા ભેદે હોય ભોગ, ત્યાંહાં તજ્જ્ઞ રહે સદા."
(સોરઠો ૧૪૦)

યોગી યોગારૂઢ થઈને પણ અંતે તો સાધનને જ માર્ગે ચઢે છે. બ્રહ્માંડને ભેદવાથી-'પ્રપંચને પાર કરી વૃત્તિને બ્રહ્મરંધ્રમાં સ્થિર કરવાથી'-યોગીને એક રીતે ભોગ જ હોય છે-બ્રહ્મના આસ્વાદનો આનંદ હોય છે, પણ તજ્જ્ઞ તો હમેશાં બ્રહ્મમાં જ લીન હોય છે. એને કોઈ સાધનની અપેક્ષા નથી કેમકે સાધ્ય એનાથી ભિન્ન નથી એમ એ જાણે છે. અલબત્ત 'યોગ યુક્તિ-

પૂર્વક સાધવામાં આવે, તો તે સાધન સર્વ સાધનોમાં શ્રેષ્ઠ છે. પણ અદભદ–આશ્ચર્યરૂપ બ્રહ્મના આશય આગળ એ નકામું છે.'

માયાએ મર્કટ કર્યા...કાળ નટ સાથે ફર્યા—

સરખાવો:—

"રંગઢંગ માયામાં ઘણા, તેણે સહુ કો સેવક માયા તણા."
(છ. ૬૪)

"નાટક ચાલે માયા તણું, સકળ જીવ શૃંગાર્યાં ઘણું;
કાળ ફેરવે ચૌદ ચોવટે, એકને આપે એકનું ઝટે.
અખા વગોવે માયા કાળ, જાણ પંડિત શ્રીવંત ભૂપાળ."
(છ. ૫૬૪)

"માયાના મર્કટ બહુ લોક, પલકે સુખ ને પલકે શોક,
કપિને જ્યમ શૃંગાર્યો નટે, ભીખ મગાવે રજ્જો ચોવટે.
અખા લે સર્વે ઉદાસ, કંઠ દોરડી પૂંછે કાળ." (છ. ૫૫૯)

"પ્રવૃત્ય નિવૃત્યના સઘળા વેશ, ભિક્ષુક થા કે થા નરેશ.
રમત રમે છે માયા કાળ, મધ્ય અહંકાર વહે છે ગાળ."
(છ. ૬૨૫)

"ભેદ ન લહ્યો વાંચ્યાં ફાંકડાં, કાળે અખા ફેરવ્યાં માંકડાં."
(છ. ૧૭૯)

"પોતે પ્રકાશ નવ હોય પ્રભુ જ્યાં લગે,
ત્યાં લગે અજ્ઞ અલ્પ પીડા;
સુજને જે લહે તે જ ઊગરે અખા,
બીજા નટ થઈ કરે કપિક્રીડા."
(પદ ૫૮, ૫)

છપ્પા ૨૧-૨૩. ની સાથે સરખાવો :—

"નાદી વાદી ગુણી ગવૈયા, કવિ કળારસ કહેના;
વંચક પૂજક સેવક સાધક, કોઈ નહિ બ્રહ્મવેત્તા."
(પદ ૫૨, ૨)

છપ્પો ૨૪. જાણુ–પરમાત્મપ્રાપ્તિની ઇચ્છાવાળો જ્ઞાની, એવો અર્થ પણ થઈ શકે. વાણુ–વાણી. વિધિશું–વિધિપૂર્વક. નોહે–ન હોય. દ્વીત–દ્વૈત. ખાંડું–તરવાર. છેહ–છેડો. ગેહેન–ઘેન, અજ્ઞાન. વામીએ–દૂર કરીએ. આજ્ય–ઘી.

વાણી લે વિધિશું વિચારી—

"વહાલા! શા સરખો તુજને કહું? નહિ રૂપ ને રેખા;
તુંને ઉપમા દેવા કંઈ નથી, નહિ વર્ણ ને વેષા.

સ્થૂલ કહું તો ક્યાં લગી, મન વાણી ન જાયે;
સૂક્ષ્મથી સૂક્ષ્મ ઘણું, પરમાણુ ન થાયે.
દીર્ઘ નહિ, લઘુ નહિ, અધ ઊર્ધ્વ ન કહેવાયે,
દેશકાલ વસ્તુ નહિ, એમ વેદ જ ગાયે.

અજરામર અછેદ્ય તું, વહાલા વચને ન આવે;
સદા સદોદિત ઝગહગે, અવિગત જ કહાવે.

વહાલા! કહું નિર્મળ તાહરી, કંઈ રમત જ ન્યારી;
વેશે વહેવારે જે વાધશે, તેની બુધ્ય જાય હારી."
(પદ ૮૮)

નોહે કવિત ને ગીત–જુઓ છપ્પો ૨૨, ટિપ્પણ–'કોય કવીશ્વર થાય.'

સંસારના મૂળમાં દ્વૈતબુદ્ધિ છે–ભેદભાવ છે.

"ત્રણ ગુણનો સઘળો સંસાર, ગુણ વડે ચાલે દેહવ્યાપાર.

કળ ભરાવ્યે ચાલે હાર, મન આદિ સઘળો અહંકાર.
અખા વસ્તુની ચૈતન્યશક્તિ, જે સમજ્યો તે પામ્યો મુક્તિ."
(છ. ૪૦)

"તજવું ભજવું તે સંસાર, અખા સમજતાં આવે પાર."
(છ. ૫૨)

"વણુસમજ્યે સઘળો સંસાર, સમજ્યે સમૂળો જાયે ભાર."
(છ. ૧૧૫)

"જાય સમૂળો ત્યમ સંસાર, કરતાં આતમતત્ત્વ વિચાર."
(છ. ૧૧૮)

"એમ સમજે તે પામે પાર, હરિથી બીજો તે સંસાર."
(છ. ૮૬)

"અંતરભૂત પરેરે સાય, સંકલ્પ મન કરતું જાય.
અખા એ બીજો અહંકાર, આપ નહીં તો નહીં સંસાર."
(છ. ૧૪૪)

"ભૂત પંચતણો સંસાર, મૂરખ વહે તે વર્ણું–અહંકાર."
(છ. ૨૩૨)

ગુરુ દૃષ્ટે—" સદ્‌ગુરુ જો ઉઘાડે બાર,
તો અખા હરિ દીસે સંસાર."
(છ. ૨૭૧)

"અંતરમાં નિજરૂપ દરસે જો, સદ્‌ગુરુ પારસ પરસે જો,
કહે અખો બ્રહ્મરસ પામો જો, રહે સદ્‌ગુરુના સામો જો."
(પદ ૧૨૦, ૫)

છપ્પો ૨૫. જે બધું ભિન્ન ભાસે છે તે માયા છે.

"ધન આયુ વિદ્યા બલ રૂપ, શ્રર ચાતુરી ન્યાય સિદ્ધ ભૂપ.
જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ્ય, ચોરી વ્રત તીરથ તપ ત્યાગ.
અખો કહે સર્વે અજમાલ, તો જો આપે આપનો માલ."
(છ. ૬૦૩)

માયાનું જે નાટક ચાલ્યું જાય છે તેમાંથી મનને મુક્ત કરી મૂળ સ્થાનમાં રોપવાનું છે. જ્યાં સુધી મન ઊભું છે–આશા તૃષ્ણા વાસના છે–ત્યાં સુધી સંસાર ઊભો છે. મન અમન થતાં, મન મરતાં એટલે કે તૃષ્ણારહિત થતાં, સંસાર ટકી શકતો નથી, સર્વત્ર હરિ ને હરિ જ દેખાય છે.

સરખાવોઃ—

"અનુભવ એવો કીજિયે, કે મનની જડ જાય,
મન મૂવા વિના માનવી, વસ્તુરૂપ ન થાય." (પદ ૮૭, ૬)

અખાને મતે "દ્વૈતાભાસી તે નોહે સંત" (છ. ૪૭૦) તેથી

"અખા ન ટળે દેહ–અધ્યાસ, સ્વર્ગ મૃત્યુ પાતાળે વાસ."
(છ. ૫૧૧)

પણ જ્યારે આપોપાનો–અહંતાનો ભાર જાય છે ત્યારે ભવસાગર જ હરિસાગર થઈ જાય છે. તેથી અખો કહે છેઃ

"અખા મધ્યથો તું જા ટળી, બંધ મોક્ષ કથેશ મા વળી."
(છ. ૬૬૮)

છપ્પો ૨૬. અહીં પણ સગુણ બ્રહ્મની ચર્ચા અખો ચાલુ રાખે છે. ઈશ–ઈશ્વર, ભગવાન. વીશ વસા–સંપૂર્ણપણે. સિદ્ધ–સિદ્ધિ,

વર્ગ–પ્રકાર. સાત–આ સંખ્યા 'અનેક' ના અર્થમાં વપરાઈ જણાઈ છે. 'સત્ય' અર્થ લઈએ તો પણ અર્થ બેસાડી શકાય, કે ઉત્તમ મધ્યમ વગેરે માન્યતાઓ સાપેક્ષ છે અને બુદ્ધિને સત્ય લાગે તો પણ આખરે તો 'કાયાનું કૃત્ય'–દેહોત્પાદિત જ છે. વસ્તુતઃ એવા ભેદો સંભવતા નથી. ઉપર સમજાવ્યું તે પ્રમાણે સાંસારિક ભેદો મનની માન્યતા હોઈને મિથ્યા છે, તેથી ભેદબુદ્ધિને કારણે અનેકમાં પ્રસરેલ મનને સંકેલી–વાળી લઈ–એક બ્રહ્મ પર જ કેન્દ્રિત કરવાનું છે. એમ કરતાં સદ્ય (=એકાએક) સુરત (=ધ્યાન) દ્વારા તન્મયતા (=બ્રહ્મરૂપતા) જ જણાશે. સગુણ ઈશ્વરની વાત પણ માયાનું જ સર્જન હોઈને નિરાકાર, નિર્ગુણ, એક ને અખંડ પરબ્રહ્મના સચ્ચિદાનંદરૂપ જોડે તાદાત્મ્ય અનુભવવાનું છે.

સરખાવોઃ–

"વસ્તુ આધારે હરિહર બ્રહ્મા રહ્યા,
ચૌદ લોક આધારે એ વસ્તુ કેરે;
જાજવા દેહથી નામ તે જૂજવાં,
ગીતા વેદાંત જેની શાખ્ય પૂરે.

સ્વર્ગ વૈકુંઠ તે મનનાં કિંકર સદા,
તે મન તણી સુરત્ય પણ ત્યાં ન ચાલે;
વસ્તુ અલિંગ આકાશવત્ નિર્મળ,
બાહ્ય અંતર સળંગસૂત્ર માલે.

વિમલ બુદ્ધિ ગંભીર જેને ઊપની,
તેણે કૃત્ય કિરતારનો ભેદ ટાળ્યોઃ
વર્ણ વ્યવહાર તે આપથી રહી ગયા,
પીયુપાને અખા હું ટાળ્યો."

(પદ ૭૫)

ઉત્તમ મધ્યમ વાત...

"અર્ક તાંહાં ઉપાધ્ય ન મળે,
ઉત્તમ મધ્યમ અવની તણી;
મહાપદનું માહાત્મ્ય એહેવું,
જ્યાંહાં પક્ષ ન મળે અન્ય આપણી."
(અ. ગી. ક. ૬, ૮)

"મુક્ત તે મન તણો ધર્મ છે મહાવજી,
ઉત્તમ મધ્યમ બે કર્મ કાયા,
સાધન સર્વે વિચારમાંહિ વસે,
પણ મંદબુધ મર્મ વણ લહે માયા.

સ્વે હોય ત્યાં કર્મ ન હોય કાનજી,
ભેદ સમજ્યા વણ સાધે મુદ્રા;
અચવ્યું આપ જે દેખે છે અખા,
તે તો માને એને બ્રમનિદ્રા."
(પદ ૭૯, ૪–૫)

"સમજી સિદ્ધાંતને સાર ગ્રહી થા સુખી,
બેસે પૂરો થઈ નિજ લાભે;
ઉત્તમ ને મધ્યમ વાણી બહુ વિશ્વમાં,
તે ભૂમિવિકાર નહિ લાગે આભે.

પિંડ ને પિંડનાં કૃત્ય ઊભાં હશે,
ત્યાં લગે દેખશે લોક દેહને;
નિંદા ને સ્તુતિ સરખી ચાલે વિશ્વમાં,
રખે રે મન તું વળગ તેને."
(પદ ૮૩, ૧–૨)

"કહે પરમાત્મા સુણ તું આતમા,
સમજ તું વાત મહા સંત કેરી;
હરિજન રૂપ તે ઓળખો માહરું,
જાત ને વર્ણ ન પૂછીએ કેરી.

જાત ને વર્ણ આધીન કુલકર્મ છે,
ઉત્તમ મધ્યમપણું કાંઈ ન લાગે;
કૃષ્ણ કહે માહરો જન જ્યારે થયો,
કોટિ કિલ્મિષ ભક્તને દેખી ભાગે."
(પદ ૬૫, ૧–૨)

છપ્પો ૨૭. ત્રિલોકી સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એ ત્રણ લોકનો સમૂહ.

અહીં આપેલ કાયના મંદિરનું દૃષ્ટાંત 'અખેગીતા'માં પણ મળે છે.

"જ્યમ કાયનું મંદિર રચ્યું, નીલ પીત શુભ શામનું;
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું.

ચૈતન્ય-સૂર્ય તપે સદા, માયા તે મંદિર કાચ;
ઈશ્વર નામ તે તેહનું, જેણે જીવ થઈને માન્યું સાચ.

અધિષ્ઠાન તે તમો સત્ય સ્વામી, તેણે એ ચાલ્યું જાય;
ત્યાંહાં અજાણતો જીવ હું હું કરે, પણ ભેદ ન ચીંધે આય.

કહે અખો તમો નાથ નિર્ગુણ, સગુણ થવા વેષ અંતને;
એ કળા તમારી ચીન્હવા, જન સેવે હરિ-ગુરુ-સંતને."
(કડવું ૧૯, ૮–૧૧)

'અહીં સુંદર ઉપમા આપીને કવિએ બ્રહ્મ અને જીવનું સાચું સ્વરૂપ સમજાવ્યું છે. કૈવલ્ય અથવા નિત્યમુક્ત બ્રહ્મપદ ઈશ્વરરૂપે માયારૂપે અને જીવરૂપે ભાસે છે, શુદ્ધ કૈવલ્યપદ તે સાચો નિર્ગુણ સૂર્ય છે. તેનાં કિરણો માયારૂપી પચરંગી કાચના મંદિરમાં ઊતરી જીવના અનેક આભાસો દેખાડે છે. આમ જે કિરણજાળો ઊતરી સૂર્ય-બિંબ પલટાય છે, તે સગુણ ઈશ્વર છે અને તે ઈશ્વરના અનેક રંગોમાં સાચાપણું માન્ય કરે એવો આભાસ તે જીવ છે. આમ જીવનું જીવત્વ ખરી રીતે ચૈતન્યના આભાસરૂપ છે. કવિ કૈવલ્ય બ્રહ્મપદ, ઈશ્વરપદ અને જીવપદ એ ત્રણને અનુક્રમે પરમ સત્ય, વ્યવહાર સત્ય અને પ્રાતિભાસિક સત્ય કહે છે. એ પરમસત્ય તે નિજ સ્વરૂપ, વ્યવહાર સત્ય તે ઈશ્વરનું અનંત ઐશ્વર્ય અને પ્રાતિભાસિક સત્ય તે મિથ્યા જંત એટલે કલ્પિત જીવો." (અખાની વાણી', પૃ. ૪૫૨-૩),

સરખાવો:—

"મનન કરતાં મનશું અખે, પ્રપંચ દીઠો ચૈતન્ય વિષે.
જ્યમ નિર્મળ દર્પણ હોય અતિ સાર, તેમાં ભાસે બહુ આકાર,
જ્યમ તે ત્યમ જાણે આતમા, તે નર કહીએ સર્વોત્તમા."
(છ. ૩૪૦)

છપ્પો ૨૮. ઘાટ–આકાર. નાટ–નક્કી, નિશ્ચિતપણે. પિંડ–દેહ; પોતે. છાંડ–છોડ, ત્યજી દે. ચીર–વસ્ત્ર. પટંતર–જુદાઈ, ભેદ, રહસ્ય, પડદો. બહુલતા–અનેકતા. પુતલકા–પુત્તલિકા, નાની પૂતળી, મૂર્તિ. હસ્તી–હાથી. વૈરાટ–બ્રહ્માંડ.

સરખાવો:–

"કૈવલ્યને કો ક્યમ કરી કવે, પોતે પોતાને શું સૂચવે?
દ્વૈત વિના ન બેસે ઘાટ, અને એકલો તાં ન બોલે નાટ,

અખા લક્ષ સહિત જે દ્વૈત, તે કહેતે કવતે છે અદ્વૈત."

(છ. ૩૪૭)

"વેલ ન દીસે, દીસે પાન; દીસે કિરણ ન દીસે ભાન;
પ્રવાહ ન દીસે, દીસે તરંગ; ત્યમ ચિદ્ ન દીસે, દીસે અંગ.
અખા દેખણહારો દ્વૈત, ટળતે રહે તે સર્વાતીત."

(છ. ૩૯૨)

પિંડ–બ્રહ્માંડનો અભેદ

"વિશ્વ વસ્તુમાં શાનો ફેર, જે મણ એક ને ચાળીસ શેર?
નાનાં કાટલાં તે આ પિંડ, મણ સ્થાને વૈરાટ બ્રહ્માંડ.
હરિમાં વિશ્વ ને વિશ્વમાં હેર, એમ અખા સહુ ઘેરનું ઘેર."

(છ. ૧૯૯)

"પિંડ બ્રહ્માંડ, બ્રહ્માંડે પિંડ, વસ્તુ વિચારે જોને અખંડ,
શું શાથી કહો અળગું પડે, જો સમરસ પિંડ બ્રહ્માંડ જ વડે?
જ્યમ વૃક્ષને પત્ર આવે રહે ખરે, તો સ્વર્ગ નરક અખા શું કરે?"

(છ. ૨૩૪)

'અખિલ બ્રહ્માંડમાં અણુ નથી ટાળવા, સળંગસૂત્ર મેં જોયું વિચારી,
વસ્તુનો પિંડ તે વિશ્વરૂપે રમે, આદ્ય–મધ્ય–અંત એ વસ્તુ સારી.
ઘૃતની પૂતળી નખ શિખે ઘૃત ભરી, ઘૃતના સોળ શૃંગાર સાર્યા;
એમ અભેદ વિચારતાં અખો પદ પામિયો, નામરૂપે રખે રે'તા ભાર્યા.'

(પદ ૭૭. ૩–૪)

* નારીકુંજર ચીર–નારીઓની હાથી આકારની ભાતવાળું વસ્ત્ર.

* "વિરાટ=સગુણ બ્રહ્મ એ હાથીરૂપ છે, અને જીવ પૂતળીરૂપ છે. એ હાથીરૂપી સગુણ બ્રહ્મ પુતળીઓરૂપી જીવમય છે, અને પુતળી હાથીમય છે–હાથીથી જુદી નથી. ટૂંકામાં પિંડ અને બ્રહ્માંડ એક બ્રહ્મમય જ છે, જીવ અને બ્રહ્મનું આ સ્વરૂપ સંબંધ સમજાવે છે."–(પ્રો. જોશી)

સરખાવોઃ—

"ભલી પામુરી ભાત, વસનમાંહિ વણી અખા;
આદ્યજ અંત્યજ જાત, સૂતરથી અન્ય નહિ સરે."

(સોરઠો ૧૫૬)

"પાર બ્રહ્મ જોવાને મંન, બહુ ભાતના કરે જતંન."

પૂતળીને કયમ જુએ ચક્ષ, જો દેખણહાર પૂતળી છે મુખ્ય.
દર્પણ માંડી જોવા જાય, તે તો અખા નિજ છાયા પ્રાય."

(છ. ૫૩૯)

"પોતે તો પિઉજી નિરંતર, પણ ભેદ દેખું ભાતમાં."

**છપ્પો ૨૯.** આઘો–આગળ. હામ–હિંમત. પંડતા–પિંડતા, જાત. દોય–બન્ને. કૈવલ્યમાં–કૈવલ્ય એટલે નિર્ગુણ બ્રહ્મ, તેને પામવામાં. ધીમંત–બુદ્ધિશાળી. જીવશિવની એકતા અખાએ ઘણે સ્થળે દર્શાવી છે.

સરખાવોઃ–

"અણછતો જીવ તું કાં થાયે છતો?
જોને વિચારી પહેલો ક્યાં હૂતો?
જે કાળથી નિરમ્યા જીવ, ત્યાર પહેલો ત્યાં હૂતો શિવ.
વચે બીજું કયાંથી વળી, એમ જાણી અખા જા ટળી.
વા-પાણી સઘળો સંસાર, તેનો શું આણે ઇતબાર?
મારુત માટીને લેઈ ચઢે, તેનું નામ તે પિંડ જ પડે,
વરોળને વપુ વા વડે, અખા આત્માને કાંઈ નવ અડે."

(છ. ૨૨૯–૩૦)

"જીવકલંક આશા ટળ્યે ટળે, આશાએ બ્રહ્માયે જીવમાં ભળે.
આશાવાન તણું નામ જીવ, પદ નૈરાસ્ય બેઠો તે શિવ."

(છ. ૪૩૮)

ચિત્ત શમતે નિશ્ચલ મન થાય, નિશ્ચલ મન તે શિવ સદાય.
શિવતણે પદ દ્વૈત જ નથી, એ ચિત્ત ઉપાધિ વાધી અણછતી."
(છ. ૪૩૯)

"જીવ-શિવ વચ્ચે અંતર કાંઈ નથી..." (છ. ૪૮૮)
"જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ જ ખરી."
(છ. ૫૨૨)

"નિજપણું ભૂલ્યે કરી જીવ, ભૂલ ટળી તો સદાયે શિવ."
- (છ. )

શ્રીકુંજર દૃષ્ટાંત* આગલા છપ્પામાં આપ્યું તેમાં પણ જીવ-શિવનો અભેદ જ દર્શાવ્યો છે.

---

* "નાની પુતળીઓ તે જીવો અને હાથી તે ઈશ્વર (સગુણ બ્રહ્મ); પણ જ્યારે હાથી અને પુતળીઓ માટીનાં કે આરસના બનેલાં છે અથવા તો ચીર એટલે કપડાંના પોત ઉપર છે એમ સમજાય ત્યારે હાથીનું કે પુતળીઓનું અસ્તિત્વ નષ્ટ થઈ આરસ કે માટી, કે કપડાનું પોતજ સત્ય તરીકે સમજાય છે. તેવી જ રીતે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતાં જીવ અને ઈશ્વરની, કૈવલ્ય બ્રહ્મથી ઉતરતી, ભાવનાઓ ચાલી જાય છે અને માત્ર કૈવલ્ય બુદ્ધિ પ્રાપ્ત થાય છે. કૈવલ્ય અદ્વૈતનાં જ્ઞાનને સમજવવા માટે કયું દૃષ્ટાંત આપવું એ સૂઝે તેમ નથી. બુદ્ધિનું બળ ત્યાં કામ આવતું નથી, કારણ બુદ્ધિના વ્યાપારથી અગોચર તે સ્થિતિ છે. જ્ઞાની અને બુદ્ધિશાળી પુરૂષો જ દૃષ્ટાંત દ્વારા સ્થૂળ સૂક્ષ્મના અભેદને જાણી લઈ 'सर्वं खल्विदं ब्रह्म" ની ભાવનાનો સાક્ષાત્કાર અનુભવે."—(પ્રો. જોષી)

અખાએ 'બ્રહ્મલીલા'માં પણ આ વાત જણાવી છે.–દૃષ્ટાંતને જરા ફેરવીને.

"આપ પર બિન ખેલ દેખ્યો, નિત્ય નાટક સંભ્રમે;
અરૂપ મંય સ્વરૂપ ભાસ્યો, જ્યોં 'પુતરિકા ખંભમે"
કહે અખા ઐસોઈ જાને, તાહીકે ઘર ઉપજે;
જૈસેં કા તૈસા ભયા જબ, મધ્યતેં અદ્વૈતઃ તજે.'
(સાખરા ૭, છંદ ૪-૫)

કૈવલ્યતામાં...બુદ્ધિબલ પહોંચે નહીં—પિંડ-બ્રહ્માંડ કે જીવ-શિવનો અભેદ દષ્ટાંત દ્વારા બુદ્ધિથી સમજાવી શકાય, પણ પરબ્રહ્મને ઓળખવામાં બુદ્ધિ કે વાણીનું બલ પર્યાપ્ત નથી. સ્થૂળ દષ્ટાંતોને તો બુદ્ધિશાળી સમજી શકે.

સરખાવો :—

"કૈવલ્યને આધારે સહુ, બ્રહ્મા વિષ્ણુ મહેશ જ બહુ.
તેમાં સહુ થાય રહે જાય, પણ અધિકી ઓછી વસ્તુ ન થાય.
તું તદ્રૂપ વિચારે અખા, બાકી શબ્દ સઘળા મેંરખા."
(છ. ૧૦૨)

"કૈવલ્યને કો કયમ કરી કવે, પોતે પોતાને શું સૂચવે?"
(છ. ૩૪૭)

"સગુણનિર્ગુણ કથવો રહ્યો, બાંધ્યો રૂંધ્યો સ્વામી લહ્યો.
સદા હરિ બોલતો, ચાલતો, ખાતો પીતો ને મહાલતો.
અખો કહે વેદાન્તનું સાર, કૈવલ્ય બ્રહ્મ પ્રવાહ આકાર."
(છ. ૩૪૯)

"વેદનો લક્ષ તે કૈવલ્ય રહ્યો, અને ઈશ્વર લક્ષ તે પુરાણે ગ્રહ્યો."
(છ. ૫૧૦)

છપ્પો ૩૦. પ્રૌઢ્મ્ય-ઉન્નતતા, વિશાળતા. નાટે-નક્કી. મર્મ-રહસ્ય. લાગ-અવકાશ, ફાવટ. પગ ન છબે-'ચાંચ ન બૂડે' જેવો રૂઢિપ્રયોગ. લિંગભંગ-દેહાભિમાનનો નાશ.

સરખાવો:—

दूरं निकटवद् भाति मुकुरेऽन्तरिवाचलः। (યોગવાસિષ્ઠ, ઉત્પત્તિ પ્રકરણ, ૧૨૧, ૧૩). "અરીસામાં પ્રતિબિંબિત થતા

પર્વતની પેઠે દૂરની વસ્તુ પાસે હોય તેમ જણાય છે." જેમ પર્વતમાં દૂરપણું કે નિકટપણું નથી, તેમ બ્રહ્મમાં પણ દૂર તથા સમીપપણાનો ક્રમ નથી, છતાં અજ્ઞાનથી તે કલ્પવામાં આવે છે.

વળી સરખાવો:—

> "આ તું પૂરણ પુરુષોત્તમ પરબ્રહ્મ, દેખું છું હાજરા હજૂર રે;
> પરા પારથી બોલે પ્રાણપતિ, કેમ કહું નેણથી દૂર રે!"
> (કૈવલ્યગીતા-૧)

પ્રો. જોષી ને સ્વ. ધ્રુવ સાહેબ 'પર્વતની મોઢ' પાઠ લે છે. જોષી સાહેબ લખે છે: "પર્વતનો (મોઢ) આપણા મુખ સમક્ષ દેખાતો ભાગ દશ કે વીશ ગાઉ દૂર હોય તો પણ નજીક છે એમ નાટ=ખોટી ભ્રાંતિ થાય છે...બ્રહ્મનો મર્મ પણ તે પડે=આ દૃષ્ટાંતથી સમજાય એવો છે. બ્રહ્મપદ માટે વિદ્વાનો પણ "નેતિ નેતિ" કહે છે. વાણીદ્વારા જેનું વર્ણન પણ ન થઈ શકે તે પદ કર્મ= તપ, યજ્ઞ, જપ વગેરેથી મેળવી શકાય એ-પર્વત નજીક જણાય છે એવી-એક ભ્રાંતિ છે. ગમે તેટલાં કર્મો કરો પણ બ્રહ્મ તો દૂરનો દૂર જ રહેશે." ધ્રુવસાહેબ 'મ્હોડ' એટલે 'મ્હોવડનું પાસું' એ જ અર્થ કરે છે.

અમને લાગે છે કે અમે કરેલ અર્થ વધારે બંધબેસતો છે. સગુણ બ્રહ્મની વિચારણા આગલા બે ગ્રન્થ છપામાં આપ્યા બાદ હવે નિર્ગુણની સંક્ષિપ્ત વિચારણા અખાને રજૂ કરવી છે. પર્વતનું દૃષ્ટાંત સ્થૂલ છતાં જે રીતે એની સમજૂતી અપાઈ છે તે પરથી અખાનો આશય સમજી શકાય છે. એની વિરાટ એકતાનો ખ્યાલ આવે તો એના વડે બીજી વિરાટ વસ્તુઓ સમજવી સહેલી પડે. સગુણ બ્રહ્મની વાત સમજાતાં નિર્ગુણ બ્રહ્મનો મર્મ પણ ધ્યાનમાં

આવે છે. કર્મો ત્યાં વ્યર્થ બને છે અને વાણીને અવકાશ નથી. સાચી સૂઝ, સમજ, જ્ઞાનદષ્ટિ જ એની ઝાંખી કરાવી શકે. એની ઝાંખી કરવા બીજા ઉપાય નકામા છે, બાધારૂપ છે.

સરખાવો :—

"દેહ સહુની દષ્ટે પડે, દેહી કોએકની મીટે ચઢે.
ભાત પડે છે જે પોત વીખે, વચન ઘાટ ઘાલે પારખે.
કહેતામાં પ્રીછે જે સાન, અખા અગમનું આવે માન,
બીજે ઉપાયે હરિ નવ મળે, જો કોટિ જન્મ લગે આફળે.
જ્યમ કમળ ઉપરે જળઝાકળ પડે, ત્યમત્યમ તે સૂકે કે સડે,
જેથી ઊપન્યો તે જો હજૂર, બીજે ઉપાય અખા રહે દૂર.
જેને તું જાણે આકાશ, તે તું જ વિચારી જોને પાસ,
તે નોહે ખૂણેખાંચરે, આ પ્રત્યક્ષ મુખેમુખ વાતો કરે;
જ્યમ સંકલ્પે ચઢ્યાં ન દીસે તેહ,
ત્યમ અખા રહ્યો છે તેહ." (છ. ૪૮૦–૨)

અહીં પર્વતને બદલે આકાશની વાત કરી છે પણ મુદ્દો એક જ લાગે છે.

"કૈવલ્યપદ તમે નિજ સ્વરૂપે, ઈશ્વરપદ છે અનંત;
મોટું સામર્થ્ય માયા કેરું, જ્યાં ઊપજે મિથ્યા જંત...
સિદ્દિકાજે તે કરે, અતિ ઘણા ઉપાય;
અહંતા વાધે અતિ ઘણી, તેણે જીવ જાડેરો થાય."
(અ. ગી. કડવું ૨૦; ૩/૭)

સદ્દવિચાર વડે હરિ મળે, બીજે ઉપાય ક્લેશ નવ ટળે,
જ્યમજ્યમ તેનો કરે ઉપાય, ત્યમ જીવપણું તે જાડું થાય;
જ્યારે પદ બેસે નૈરાશ, ત્યારે સ્વેં અખા સચરાચર વાસ."
(છ. ૪૮૯)

ઉપરના અવતરણમાંની છેલ્લી લીટી 'ટાળતાં ઔકું થશે'નો જ પાઠ પાઠે છે. 'પરબ્રહ્મનો મર્મ' અખો સમજાવે જ છે:

"સગુણ દ્વારા શોભવા, નિર્ગુણ છે સમસ્યા;
આદિ અંત વિચારતાં, આવે એ દશા...

ધ્યેય ધ્યાતા એક ધામમાં કરે બ્રહ્મ કલોલ;
આતમસિંધુમાં હે અખા! કરો ઝાકમઝોલ."

(પદ ૩૮; ૬, ૮)

છપ્પો ૩૨. 'બાહાર'ને બદલે 'ચાર' એવો પાઠ છે. આ ચાર બુદ્ધિ તે ઔત્પત્તિકી (=જન્મથી સહજ સિદ્ધ), વૈનયિકી (=શિક્ષણ દ્વારા પ્રાપ્ત), કાર્મિકી (= અભ્યાસ કે અનુશીલનથી પ્રાપ્ત) અને પારિણામિકી (=વય વધતાં અનુભવથી વધતી બુદ્ધિ).

જપ, તપ, જાગ, દાન, યોગ વગેરે સાધનો જંજાળ જ ઊભી કરે છે અને જીવબુદ્ધિને પોષે છે. જ્યાં હું-તું-તેના ભેદ નથી એવું એ પરમ ધામ છે અને જીવની અહંતા-મમતા એ ધામની પ્રાપ્તિમાં બાધારૂપ છે. અખો કહે છે:—

"સંતો રે વનસ્પતિ ફૂલી,
માયા કેરા ધામમાં, ઘર ગયા છે ભૂલી...
પગ વિના પગ કાઢવો, વણવાટે દીવો બોવો;
જે ઘર જાવું મૂઆ પછી, તે ઘર જીવતાં જોવો.
પીપળ થઈને પરવરો, ઘરઘન જેમ હેડે;
જે ફળ છે અગમ અગોચર, તે ફળ વિરલા વેડે.
ઘટઘૂંઘટ ઘેરી રહ્યો, માયા શું મન બાંધ્યો;
ઘટઘૂંઘટ અળગો કરો, તો સાંઈ આપે લાધ્યો."

(પદ ૩૬)

"બ્રહ્મભાવ આવ્યા વિના, અનુભવ નહિ વાધે;
અનુભવ ત્યાં હું-તું ટળે, એમ જ વસ્તુ લાધે.

વસ્તે વસ્તુ જ પામિયે, એ સાધન છે સાચું;
લહે લાગ્યા વિના જાણજે, એ સર્વે કાચું."

(પદ ૪૦, ૨-૩)

**ગુરુ થા તારો તું જ**–અખાના આ શબ્દો એના તત્ત્વ-દર્શનમાં ખૂબ મહત્ત્વના છે. જ્યાં આપથી અન્ય બીજો કોઈ નથી ત્યાં ગુરુ કોણ ને શિષ્ય કોણ? કોણ કોને સેવે? બ્રહ્મા વિષ્ણુ મહેશ ઇત્યાદિ દેવો પણ માયાની પેદાશ છે. સાચો બ્રહ્મજ્ઞાની કોઈનો ગુરુ થવા કે કહેવડાવવા ઇચ્છતો નથી. મુમુક્ષુ જીવને એ માત્ર દૃષ્ટિ–સમજ આપે છે. એ સમજને આધારે મુમુક્ષુએ આશાહીન ને નિસ્તૃષ્ણ બની, મનને અ–મન કરી દઈ બ્રહ્મમાં કેન્દ્રિત કરવાનું છે. તેમ થતાં કેવળ આત્મા જ સર્વત્ર વ્યાપ્ત છે એવો અનુભવ થાય છે. એવા અનુભવમાં અન્યનું અસ્તિત્વ જ નથી. એ અનુભવ માટે સંસારબુદ્ધિ શમે ને અંતર્દષ્ટિ થાય એટલું જ જરૂરનું છે.

જેમ છે તેમનું તેમ અખા...કથી—અહીં રજૂ થતી વિચારણા 'અજાતવાદ' તરીકે ઓળખાવાઈ છે. એક અખંડ ને નિર્વિકાર એવું અનંત બ્રહ્મ જ સર્વત્ર વ્યાપ્ત હોઈ બીજા કશાનું એથી ભિન્ન અસ્તિત્વ નથી; આકાશની માફક એ નિર્બાધ ને પૂર્ણ જ રહે છે. વૃદ્ધિ–ક્ષય અને ઉત્પત્તિ–નાશ એને સ્પર્શે તેમ નથી. જેને એ સ્પર્શે છે તે તો માયામય ને મનોમય સૃષ્ટિના કેવળ ભાસમાન પદાર્થો છે જે વ્યક્ત થતા ને લય પામતા જણાય છે, પણ જેનું સાચું અસ્તિત્વ અધ્યાત્મદૃષ્ટિએ નથી. બ્રહ્માંડના ભેદો મૃગજળ

સમા કેવળ ભાસમાન છે, અને બ્રહ્મના સચ્ચિદાનંદ સ્વરૂપને ક્યાંય લેપી શકતા નથી.

'કથી'ને સ્થાને 'મથી' પાઠ છે, અહીં સ્વસ્વરૂપ પામવાની વાતો અખાએ કથી છે; અને જાતને મથનારને જ એ સ્વસ્વરૂપ-રૂપી નવનીત લાધે તેમ છે.

"કહાં ઊંચનીચ કહે, બુધ ઠામ ન રહે,
એ સર્વે જાણ અવેવ હરિના;
આપ સંશે ઊડી ગયો આપથી,
ત્યારે અખા દીસે રામ છેક ઘરના."
(પદ ૮૧,૫)

છપ્પા ૩૨–૩૪. પરમાણુ–પ્રમાણ, સાબિતી. જાણુ–જ્ઞાની. હૃદયા–હૃદયમાં. ગહેન–ઘેન, અંધકાર. અર્ક–સૂર્ય. ઈશ–મહાદેવ. ઉમા–પાર્વતી.

. શિવે પાર્વતીને કહી બતાવેલ બ્રહ્માનુભવ માટે જુઓ શિવ-પુરાણ વાયુસંહિતા ઉત્તર ભાગ અધ્યાય ૯–૧૨. વસિષ્ઠે રામને આપેલ ઉપદેશ 'યોગવાસિષ્ઠ'માં મળે છે. મહાભારતના શાંતિપર્વના ૩૨૬મા અધ્યાયમાં જનક રાજાએ શુકદેવજીને ઉપદેશ આપ્યો છે તેની વિગતો છે. ભાગવત પુરાણમાં વેદવ્યાસને નારદમુનિએ કરેલ ઉપદેશ મળે છે. એ જ ભાગવતમાં આદિપુરુષ નારાયણે બ્રહ્માને આપેલ ઉપદેશ મળે છે, બ્રહ્મા ને સનકાદિ ઋષિઓને હંસા-વતારમાં થયેલો ઉપદેશ પણ એ જ છે. શતપથ બ્રાહ્મણના ચૌદમા કાંડ–બૃહદારણ્યક ઉપનિષદમાં બ્રહ્માત્મૈક્ય પ્રતિપાદિત થયું છે. શુકદેવે રાજા પરીક્ષિતને ઉપદેશ કર્યો હતો. શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતામાં અર્જુનને એ જ ઉપદેશ આપ્યો, શાંતિપર્વમાં ભીષ્મે આ અનુભવ

રાજા યુધિષ્ઠરને કહ્યો છે, અવધૂત દત્તાત્રેયે એ અનુભવ શિવપુત્ર કાર્તિકેય આગળ રજૂ કર્યો છે. ભગવદ્‌ગીતા, શિવગીતા, વસિષ્ઠ-ગીતા, ગુરુગીતા વગેરે ગીતાઓ વેદાંતનું જ તત્ત્વજ્ઞાન રજૂ કરે છે.

એ અનુભવ કોણે કોને કહ્યો તેની કેટલીક વિગતો માટે જુઓ પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી સંપાદિત 'અખેગીતા' પૃ. ૬૪ થી ૭૦. વળી જુઓ ગુરુ શિષ્ય સંવાદ, ખંડ ૨, ૨૦–૨૫.

સચરાચરમાં સર્વત્ર હરિ જ વ્યાપ્ત છે, એના વિનાની કોઈ જગા ખાલી નથી, એવા પ્રત્યક્ષ અનુભવ વગર દેવ, દાનવ, માનવ બધા જ નિર્ધન છે. સાચી સંપત્તિ એ આ અનુભવ છે. જેને આવો સાચો અનુભવ થાય તે મહાપદને પામી ચૂકેલ જ્ઞાની મહાત્મા છે. વાત એટલી જ કે દેહબુદ્ધિ જો ટકી રહી તો પછી એ અનુભવ મેળવવા માટેનાં અન્ય સાધનો કે ઉપાયો કેવળ કાલક્ષેપ છે, ઇષ્ટ ફલદાયી નથી.

"અલખ અરૂપી નહિ ગ્રાહ્ય–ગ્રાહક, સ્વસંવેદ્ય તે સાર;
તેને જીવબુદ્ધે જોતે થકે, નવ પામીજે પાર.

તત્પદ ને ત્વંપદ થકી પણ અતિશય આઘો જેહ;
અસિપદ અવાચ્ય અવ્યય, અંબરવત તાં તેહ.

નિઃસ્પૃહી જે પુરુષ પૂરણ, જેને વૈકુંઠ સાથે વૈરાગ્ય;
તેને સ્વર્ગભોગ કેમ સંભવે, જે જાણે તત્ત્વના ભાગ?

નિરાધાર નિર્વાણપદના ભોગી તે મહાજન;
આપ ઉવેખીને આપ ઓળખે, ટાળે ભિન્નાભિન્ન." (પદ ૮, ૨–૫)

"સાધન એવું રે સાધિયે, અણલિંગીને આશે;
મહાપુરુષ મુક્તા હુવા, તે તો એજ અભ્યાસે." (પદ ૩૯–૬)

છપ્પો-૩૫. અજાન્બકરી. દોહ્ય-દૂધ. શીત-રાંધેલા ભાતના જમીન પર વેરાયેલા દાણા. ભોજ્ય નાવે-ખાવામાં ન આવે, ખાદ્ય ન બને. બકરીનું દૂધ કે ઘી કે ભાતના વેરાયેલા દાદા દાણા ભોજનની ગરજ નહિ સારે.

પ્રો. જોશીનો પાઠ છે: "એક અજાનું દોહ ભોજ્ય ઘૃત નાવે શતથી."—'એક બકરીનું દુઝાણું રાખવાથી સો માણસને પૂરું થાય એટલું ઘી ઉત્પન્ન થતું નથી.'

કુલી-મકાઈની ધાણી. ફાર-પુષ્કળ. વીતથી-વિતથ, ફોગટ, મિથ્યા. મકાઈની ધાણીનો ઢગલો દેખવમાં મોટો પણ પૌષ્ટિક ખોરાકની તોલે ન આવે; ભૂખ દૂર નહિ કરે. બદરી-બોર. સાર ઉગરે શું-બચત શી થાય? વૃષ્ટ-વૃષ્ટિ. મેહ-મેઘ, વરસાદ. અણુ-લિંગી-જેને લિંગ એટલે દેહ આકાર કે ઉપાધિ કશું નથી તે બ્રહ્મ. અર્કફલ-આકડાના છોડનું ફળ. તુલ-રૂ. આકડાનાં ફળ-આકોલિયાં-આરંભમાં દેખાવમાં સુંદર લાગે છે પણ પાકે ત્યારે ફાટી જાય છે અને એમાંનું રૂ પવનમાં ઊડી જાય છે.

આ છપ્પામાં પણ સાધનોની અપૂર્ણતાને જ આગળ કરવામાં આવી છે. બ્રહ્માનુભવ વગર બધાં મિથ્યા સાધનો આકોલિયાં માફક ઊડી જાય છે.

સરખાવો:—

"મારે એમ પડ્યું પાધરું, હું પણું મૂક્યું એ આદર્યું,
કર્મ અહંકારતણું ગયું મૂળ, જેમ અર્કનાં ઊડે તૂલ;
ન લક્ષ્ય સરખું મેં તો લહ્યું, એમ અખા જથારથ થયું."
છ. ૨૪૧)

છપ્પો ૩૬. પારસ–પારસમણિ. તેના સ્પર્શથી અન્ય ધાતુઓ સુવર્ણ બને છે એવી માન્યતા છે. દુઃપ્રાપ–મેળવવી મુશ્કેલ. ભાવે–ગમે, ઇચ્છે.

સરખાવોઃ—

"હવે પદાર્થનું કહું દૃષ્ટાંત, તે ચિત દઈ સાંભળજે શાંત.

જેમ લક્ષણ બત્રીશનો જન, તેને પગલે પગલે ધન.

સ્વતઃસિદ્ધ ઉપનો ધનવંત, તેને ભોગતણો નહિ અંત.

શ્યાને કાજે કરે ઉપાય? રહ્યો ચરણે લક્ષ્મીધર થાય;
ભોગે ભર્યો રહે દિનરાત, તે કેમ લહે દરિદ્રની વાત?

તેણે દરિદ્ર ન દીઠું, જહાંતહાં મન ભોગે મળ્યું,
તે ઉપાય કરે નહિ કશો, ધન દેખી જાયે નહિ ધસ્યો;
એમ પદાર્થપદને વિખે, મગ્ન થયો તે અન્ય નવ લખે."
(ગુ. શિ. સં. ખંડ ૩, ૮૯–૯૨)

જેણે બ્રહ્માનુભવ કર્યો છે અને બ્રહ્મપદમાં જે લય પામ્યો છે તેને દુનિયાના ધનદોલત, માલખજાના, સુખોપભોગો, સત્તા, વૈભવ ઇત્યાદિ કશી વિસાતમાં નથી.

રવિરથ–સૂર્યનો રથ. બહુ ક્રોડ–કરોડો. અનલ–અનલ પંખી. આ એક કલ્પિત પક્ષી છે. તે કદી પૃથ્વી પર આવતું નથી, કેવળ ગગનસંચારી છે. એ પક્ષીના સંબંધમાં એવી માન્યતા છે કે તે વારંવાર બળી મરે છે છતાં પોતાની રાખમાંથી જ પાછું જન્મે છે. લેખે–લેખામાં, ગણત્રીમાં. રસના–જીભ.

સરખાવોઃ—

"અગ્નિકાષ્ઠ મેલી વીંઝે પંખ, ઉપર કીડી નાખે નસંક.

નિજ ઇચ્છાએ બાજી કાય, સ્વાતશું દે ફરી પરગટ થાય.
એમ અખા હોય બ્રહ્મવિચાર, ઉત્પત્યલય ઈઆહુ ત્યમ સંસાર."
(છ. ૫૮૯)

છપ્પો ૩૭. આગળના છપ્પામાં આવેલ જ્ઞાનોપદેશનો મહિમા-ફલશ્રુતિ—અહીંથી શરૂ થાય છે. અખાએ ચાળીસમા છપ્પામાં કહ્યું છે તે પ્રમાણે છેલ્લા છપ્પા 'અનુભવબિંદુ'ની ફલશ્રુતિ રજૂ કરે છે. આમ કરવામાં અખો અધ્યાત્મવિષયક કે ધાર્મિક ગ્રંથોની પરંપરાને અનુસરે છે. દુન્યવી માણસો હમેશાં સકામ બુદ્ધિથી કાર્યો કરતા હોય છે. 'પ્રયોજન વગર મંદબુદ્ધિવાળો પણ કશું કરતો નથી' એમ કહેવાયું છે. અખો તો ઝાઝી બુદ્ધિવાળા સમક્ષ પોતાની કૃતિ મૂકતો હોવાથી એ કૃતિનો સાચો મહિમા એણે દર્શાવવો રહ્યો. એ દર્શાવતાં એ કહે છે કે અહીં રજૂ થતું અનુભવ-કથન મહાદેવ અને બ્રહ્મા જેવા દેવોનું જીવન છે. બ્રહ્માને આપણે સૃષ્ટિના સર્જક ગણીએ છીએ અને મહાદેવને કે રુદ્રને સંહારક માનીએ છીએ. એવા સમર્થ દેવોનું જીવન જો આ 'અનુભવ' હોય તો 'મોટા કરે તે સૌ કરે' એ ન્યાયે વિભૂતિ ઇચ્છતા સૌએ આ 'અનુભવ' કરવો રહ્યો. જે દેવાંશી છે તે સૌને તો આ અનુભવ રૂપી સુધારસનું પીણું જ ઇષ્ટ છે. માનવીઓ પણ અહીં રજૂ થયેલ તત્ત્વોપદેશનો સાર ગ્રહી લે તો હરિના અવતાર સમા બ્રહ્મવાની ગુરુઓને ચરણે બેસી સંસાર તરી જાય.

જેમ ઘટ મધ્યે આકાશ રહે—જુઓ ટિપ્પણ, છપ્પો ૩.

છપ્પો ૩૮. વેદાંતના સિદ્ધાંતો અટપટા છે. જે પ્રત્યક્ષ છે, ઇન્દ્રિયગોચર છે, તેને મિથ્યા માનવાનું વેદાંત જણાવે છે; જે અપ્રત્યક્ષ છે તેને પ્રત્યક્ષ કરવામાં જ જીવનનો સાર છે એમ કહે છે. આત્મસ્વરૂપને પામવા માટે ભેદબુદ્ધિ જવી જ જોઈએ, અહંભાવ છોડવો જ જોઈએ.

અનેક દેવદેવીઓની આરાધનામાં રચ્યાપચ્યા રહેતા દેહધારી સકામ જીવાત્માઓને આ વાત કેમ સમજાય? કશું થતું નથી, કશું જતું નથી, જે છે તે તેમનું તેમ જ છે' એમ કહી ચૂકેલો અખો હવે સહેલાઈથી સમજાય એવા દાખલાઓ દ્વારા સંક્ષેપમાં બ્રહ્માનુભવની વાત કહે છે.

છતું–દેખાતું, પ્રત્યક્ષ. સંસાર પ્રત્યક્ષ છે. અણછતું—નહિ દેખાતું પરોક્ષ. બ્રહ્મવસ્તુ સામાન્ય માણસને અણછતી છે, તેથી એ ધ્યાનમાં આવે તો આવે. વાંઝણી એટલે સંતાનરહિત સ્ત્રી. તે વાંઝણીનો છોકરો સમરમાં વિજયી બને તેના જેવી બેહુદી લાગતી આ વાત છે. જીવ, જગત, ઈશ્વર, માયાની ચર્ચા બ્રહ્મજ્ઞાનની દૃષ્ટિએ કામની ખરી? જે હતું નહીં—છે નહીં અને થવાનું નથી તેની ચર્ચા–વિચારણા નિરર્થક નથી શું? વેદાંત આવી સમસ્યા ઊભી કરે છે. જ્ઞાનાનુભવને યથાર્થપણે શબ્દોમાં રજૂ કરી નથી શકાતો. અને તેથી આ અનુભવકથા અકથ છે. વાણી એને યથાર્થ રીતે રજૂ કરવા સમર્થ નથી, પણ અધ્યાત્મની સૂઝવાળો માણસ તરત એ સમજી જશે.

એ મહા અનુભવ આકાશવત્—જુઓ ટિપ્પણ, છપ્પો ૩.

આ છપ્પાને નીચેનાં અવતરણો સાથે સરખાવવા જેવું છે.

"આત્મલક્ષમાં નહિ પર આપ, વણસંતાને કેનો બાપ?"
(છ. ૬૭૧)

"ગર્ભ નથી કોઈ આવ્યો જન, તેનું શું કલ્પે કહો મન?"
(ગુ. શિ. સં. ખંડ ૩,૨૪)

'વંધ્યાસુત જેમ સુખ સરાહે, અચવ્યો રસ પીવો નર્યો."
(અ. ગી. ક. ૧૮, ૨)

"મુખ વિના રસપાન કરવો, એહેવું તે બ્રહ્મજ્ઞાન;
શ્રવણ વિના તે શબ્દ સુણવો, નેત્રવિહોણું ધ્યાન."
(અ. ગી. ક. ૧૮, ૩)

"એ પ્રીછણહાર વિના પ્રીછ્યું, પદારથ વહોણી પ્રીછ;
આપે આપનું જે નિરીક્ષણ, ઇચ્છાવહોણી ઇચ્છ."
(અ. ગી. ક. ૧૮, ૧૦)

"સંસાર સુત વંધ્યા તણો, તે જાણજો નિર્ધાર;
અને પોતે કહે પોતે સાંભળે, એ વાણ્યનો વિસ્તાર.
તેમ ધર્મ–અર્થ–કામ–મોક્ષ લખિયાં ભૂત ભવિષ્ય ને વર્તમાન;
બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ સંન્યાસી, એ વંધ્યાસુત નિદાન.
અંડજ ઉદ્ભિજ સ્વેદજ જરાયુજ, ચ્યાર ખાણ્ય ચોરાસી લક્ષ;
સ્વર્ગ મૃત્યુ પાતાલ દશો દિશ, એ વંધ્યા સુતની પક્ષ.
જન્મ મૃત્યુ ને દેહ કર્મ ગુણ, તે નથી કાંઈ પ્રાય;
મંત્ર જંત્ર ને યજન યાજન, એ વંધ્યાસુતની કાય.
દાતા ભોક્તા દેશકાલ કર્મ ફલ, સર્વ જાણો એહ,
થયું નથી તેહેનો થાપ શાનો, એ તો મિથ્યા નરનો દેહ.
ભાઈ વસ્તુ વિચારે કાંઇયે નથી, એ તો અણછતું થાય રહે જાય;
શિવ તો ત્યમનો ત્યમ સદા, જેહેને લિંગ નહીં પ્રાય."
(અ. ગી. ક. ૪૬, ૪–૯)

ક્ષેત્ર સારું ઊગશે*–ભક્તવિશેષ માટે અખો અખેગીતાના ૧૧ મા કડવામાં કહે છેઃ—

*પ્રો. જોષી 'ખેતર સરખો ઉગશે' એ પાઠ લઈ સમજાવે છેઃ "બ્રહ્મજ્ઞાન આકાશ-વરસાદ જેવું છે. વરસાદ સર્વ સ્થળે સરખો પડે છે પણ ખેતરની ફળદ્રુપતાના પ્રમાણમા વધારે ઓછો પાક થાય છે તેની રીતે જ્ઞાન પ્રાપ્ત થાય છતાં અધિકાર પ્રમાણે તેની વધતી ઓછી આધ્યાત્મિક ઉન્નતિ થાય છે." અહીં 'આકાશ' નો અર્થ 'વરસાદ' કરવાની જરૂર નથી લાગતી. અગાઉના છપ્પા ૩ ના ટિપ્પણમાં બતાવ્યું છે તે રીતે 'આકાશ'નો અર્થ ઘટાવવો ઠીક લાગે છે, અને એ મહા–અનુભવ કોઈક ક્ષેત્ર–અધિકારી વ્યક્તિને જ પૂરેપૂરો સાંપડે તેમ છે.

"નવનીત સરખું હૃદે કોમલ, કહ્યું ન જાયે હેત;
તેહેની આંખમાં અમૃત ભર્યું, હરિભક્તિ કેરું તે ખેત."
(કડી ૮)

છપ્પો ૩૯. સાર વસ્તુ–મહાપદ. સ્વેં–સ્વયં, પોતે. હિમાળો–હિમાલય. આયાસ–પ્રયત્ન. સાર–તત્ત્વ, રહસ્ય. બુધમાને–બુદ્ધિ પ્રમાણે. (માન–પ્રમાણ, માપ). બ્રહ્માનુભવનો આ ઉપદેશ જે સ્ત્રીપુરુષો શ્રદ્ધાભક્તિપૂર્વક સાંભળશે તેઓ જાતે મહાપદને પામશે. બ્રહ્મરૂપી હિમાલયમાં એમનો દેહ ગળીને જળમાં ભળી જશે, એ દેહનું છૂટું અસ્તિત્વ નહિ રહે. સંસારથી વિરક્ત બનેલ માનવીઓ જીવનના અંતિમ દિવસોમાં પાંડવોની માફક હિમાલયમાં જઈ, 'હિમાળે હાડ ગાળવા'ની વાતો કરે છે અહીં કોઈ સ્થૂલ હિમાલય પર્વત પર સ્થૂળ દેહને જવાની ને ત્યાં એનો અંત આવવાની વાત નથી. મહાપદને પામતાં બ્રહ્મદશામાં છતો દેહ અણછતા બ્રહ્મમાં જ ઓગળી જાય છે. દેહનું મિથ્યાત્વ સમજાઈ જતાં દેહાભિમાન શી રીતે રહે? અને બ્રહ્મદશામાં સર્વત્ર એકરૂપતા જ જણાય ત્યાં દેહબુદ્ધિ રહી શકે જ નહિ એ સ્પષ્ટ છે. બરાસ કપુર ખુલ્લું રાખીએ તો જોતજોતામાં હવામાં ઊડી જાય છે, એને માટે કોઈ પ્રયત્ન કરવો પડતો નથી. એ જ રીતે જેને બ્રહ્મવિચારનો સાર સદ્‌ગુરુ દ્વારા સમજાયો છે તે મિથ્યા માયાવી સંસાર અને સ્થૂલ દેહબુદ્ધિને ત્યજી દઈ પરમ સત્યને આપોઆપ પામે છે.

સરખાવો:—

'સંપુટ ઊઘડે જાય બરાસ, તેમ કૈવલ્યમાં સહુનો વાસ.'
(પંચીકરણ ૫૫–૫૬)

વેદાંતનું આ તત્ત્વદર્શન અખો પોતાની બુદ્ધિઅનુસાર અહીં રજૂ કરે છે. અલબત્ત વેદાંતના સિદ્ધાંતોનું અખાનું પ્રતિપાદન

અત્યંત સમર્થ છે એ બાબતમાં કશી શંકા નથી. પણ એ સિદ્ધાંતો જે સમજી શકે તે જ સમજી શકે. બધા જ વેદાંતજ્ઞાનના અધિકારી નથી.

**નિમિત્ત માત્ર અખો**—બ્રહ્મજ્ઞાની અખો કહી ચૂક્યો છે કે સર્વત્ર એક ને અદ્વિતીય બ્રહ્મનો જ વ્યાપ હોઈ કોણ કોને શું કહે? 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' એ સ્થિતિ પ્રવર્તે છે. પરમાત્મા જ બધાનો કર્તા–કારયિતા છે. અખો તો માત્ર નિમિત્ત છે, કૃતિ તો પરમાત્માની જ છે. વ્યવહાર–દૃષ્ટિએ જ અખો ને પરમાત્માના ભેદ છે. અન્યત્ર પણ અખો આમ કહે છે:

"વાજું હું તમો વજાવણહાર, તે વાજું શાને ધરે અહંકાર?
તે જોતાં સર્વ તમારાં કામ, આ અછતાનું અછતું નામ."
(છ. ૬૯૨)

"નાથ નિરંજન ગ્રંથકર્તા, અખો તે નિમિત્ત માત્ર;
જ્યમ વાજું દીસે વાજતું, પણ વજાડે ગુણપાત્ર.
જે પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો છે, ઘર ઘર બોલણહાર;
તેણે આપે આપનું વર્ણન કીધું, સ્વસ્વરૂપ નિરધાર."
(અ. ગી. ક. ૪૦, ૯–૧૦)

છપ્પો ૪૦. બુદ્ધિપૂર્વક વિચારી જોતાં વિવેકબુદ્ધિવાળી માનવીને સૃષ્ટિના આદિ મધ્ય અને અંતમાં કેવળ બ્રહ્મ જ જણાશે. સ્ત્રીપુરુષો ચર્મ–હાડમાંસના દેહ નથી પણ ચેતન બ્રહ્મની જ અભિવ્યક્તિ છે.

સરખાવો:—

"નામરૂપ નરને વિષે, જેમ ધાતુ ઉપર મહોર;
ધાતુ ઠામે બ્રહ્મ જાણો, માંહે નાના નામ અંકોર."
(પદ ૬, ૮)

"મરણ જીવન સો દેહકા ધરમા, મૈં તો નાહીં ઈન્દ્રી અરુ ચર્મા." (પદ ૧૦૭, ૬) દિવસ છે બ્રમ નિશાનો—છપ્પા ૧-૩૬માં અખાએ વેદાંતજ્ઞાન બોધ્યું. જે એ જ્ઞાન પચાવે તેને તો હમેશાં દિવસ છે, બ્રહ્મનો પ્રકાશ અબાધિતપણે પ્રાપ્ત છે. અન્યત્ર કહેવાયું છે તે પ્રમાણે જે માણસ સૂર્યના રથમાં બેઠો છે એને અંધકાર કેવો? એને તો સદાય દિવસ છે. માણસની અજ્ઞાનદશા તે રાત્રિ, અજ્ઞાન તે અંધકાર. એ અજ્ઞાનને પરિણામે સાચો લાગતો સંસાર તે જ્ઞાનદષ્ટિએ મિથ્યા છે, કેવળ ભ્રમ છે.

લેખ તે બ્રહ્મદિશાનો—છેલ્લા ચાર છપ્પા ૩૭ થી ૪૦ ફલ-સ્તુતિરૂપે છે એ આપણે જોયું. એ ચાર દ્વારા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ અને એનાં ફલ રજૂ કર્યાં કે જેથી મુમુક્ષુને સહેલાઈથી સૌ સમજાય, ને એ બ્રહ્મની દિશા લે-બ્રહ્મપ્રાપ્તિને માર્ગે જાય.

આ ચાળીસ છપ્પામાં સમાયેલો બ્રહ્મોપદેશ જે 'સૂઝાજો' માનવી અંતરમાં ઉતારે તે ચિદ્રૂપ-બ્રહ્મરૂપ બની જાય, પરમ ચૈતન્ય સાથેની એકરૂપતાનો અવર્ણનીય આનંદ-બ્રહ્માનંદ પ્રામ કરે. સમસ્ત વિશ્વમાં એક માત્ર હરિ જ સભર ભર્યો છે.* 'હરિ' માં

* પ્રો. જોષી લખે છે: "અખાનો અજાતવાદ એમ કહે છે કે જગત સર્જાયું નથી, છે પણ નહિ, હવે પણ કાંઈ થવાનું નથી; સર્વત્ર કોઈ શાંત સાગર પેઠે સભર ચૈતન્યમય બ્રહ્મ:જ ભર્યો છે. તેમા કાંઈ ફેરફાર થયો જ નથી: હું નથી, તમે નથી. પૃથ્વી નથી, સ્વર્ગ નથી, બ્રહ્મા નથી, સર્જનનો ઉદ્દય નથી, અંત નથી, કાળ નથી, ભાવિ નથી- જેમ છે એમ સર્વત્ર સભર બ્રહ્મ ભર્યો છે—ભ્રાંતિથી જ આ જગત કે બ્રહ્માંડનું દશ્ય દેખાય છે." અખો વેદાંતના તત્ત્વચિંતનને જે રીતે નિરૂપે છે તેમાં કોઈ જાતની વાડાબંધી નથી, સાંપ્રદાયિક મંતવ્યોના સાંકડા મનના દુરાગ્રહો નથી. વેદાંતમાં પણ વાદો જન્મ્યા છે એ સાચું છે, પણ અખાને વાંચ્યા-સમજ્યા પછી એણે આપેલ બ્રહ્મોપદેશ માટે કોઈ વાદનું નામનિર્દેશ-તે સગવડકારક બને છતાં-કરવો અમને રુચ્યો નથી. અખાનું નિરૂપણ જેવું છે તેવું સુસ્પષ્ટ જ છે-સં.

લીન થઈ જનારને અન્ય કશાનું લેખું જ ન રહે. 'હું બ્રહ્મ છું' 'આ સઘળું બ્રહ્મ છે' એ પ્રકારના સતત અનુભવ પછી 'હરિ' સિવાય કઈ વસ્તુનું ઉચ્ચારણ સંભવે?

પ્રો. જોષી ઉચ્ચાર–વાણીનો અર્થ પ્રેરિત વાણી કરે છે અને ઉમેરે છે કે "અખાના હૃદયમાંથી આપોઆપ આ ગાન સ્ફુરી ઊઠે છે."

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥
(ભગવદ્ ગીતા ૧૮, ૫૪)

## પરિશિષ્ટ ૧

## કેટલાક શબ્દો અને દૃષ્ટાંતોની યાદી.

(સંખ્યા છપ્પાનો નિર્દેશ કરે છે.)

## પરિશિષ્ટ ૨

# 'અખાના છપ્પા' માંથી

વાત અલૌકિક અનુભવ તણી,
પ્રપંચપારે રહેણુ આપણી.
જ્યમ પંખી ઓછાયો પડીઓ જાળ,
પણ પોતે ઉડે અલગ નિરાળ.
અખા જ્ઞાનીની એવી કલા,
વર્ત્યા જાય તે ઉપર છલા. ૧૪૮

અખેં કરખે અનુભવમાં કશા,
જ્યમ આકાશ ઉદરમાં વરતે દશે દિશા.
જ્યારે જેનું રાજ જ જાણુ,
ત્યારે માનવી તેની આણ.
જ્ઞાન-ગગનમાં નોહે દેશકાળ,
એ તો અખા અણજાણ્યા બોલે આળ. ૨૪૯

અષ્ટ મહાસિધ્ય ઈશ્વરને વિષે,
તેને વેદ માયા કરી લખે.
તેની કણિકા તે આ જીવ,
તો સિધ્ય સહિત ક્યમ થાશે શિવ?
લોકપતિ જે સિધ્ય વડે,
પણ અખા અનુભવને કાંઈ નવ અડે. ૨૫૧

અનુભવી જ્ઞાન તાં એવું કથે,
કર્મ ધર્મ ભાજી કરે જથે.

આત્મતત્ત્વ માંહિશું ઊધરે,
નામ રૂપ કુચા શું કરે?
એમ અખે તાં કીધી આથ,
હવે કામ શું આલે હાથ? ૨૬૧

જ્ઞાન કરી શું સાધ્યું ધાડ,
જો અંતરે અવિદ્યાએ વેધ્યાં હાડ!
અનુભવ કરે ત્યારે આતમા,
સુખ નિંદા દીસે નહીં ક્ષમા.
અખા કહ્યું પણ લાધું જ્ઞાન,
શું ગુરુ આગળ માંડયો'તો કાન? ૨૬૫

જ્ઞાની શૂર સહુકો થઈ ફરે,
પણ સુભટ તે જે અવસર મરે.
સુખે ઘેર બેઠાં સહુ જાણ,
પણ વીર તે જે શોભે ઘમસાણ.
અખા કથનીથી અનુભવ તે અલગ,
જ્યમ ઊંચાં ચઢ્યે આકાશ જ સળંગ. ૨૭૮

બહુવિધ છે શાસ્ત્રનું જાળ,
ઊર્ણનાભિ ચૂકે નિજ લાળ.
ત્યમ જીવબુધ્યે કરી ગૂંથ્યા ગ્રંથ,
મળતે બહુ વધારે પંથ.
પણ જ્ઞાન તો છે આતમસહજ,
અખા અનુભવ લોયે તો બૂઝ. ૩૦૮

સર્વાતીત સર્વરૂપે સદા,
એવું ચૈતન્ય સમજો જદા.

તે માંહે આવ્યાં ચૌદ લોક,
અદકું ઓછું થઈ ગયું ફોક.
અખા જે મોટા તે અનુભવ વડે,
દેહ ઉપાધ કરવી નવ પડે. ૩૭૪

સર્વાતીતમાં ઉત્પત્ય-અંત,
શેષ નાગ વૈકુંઠ પર્યંત.
ચૈતન્ય કારણ, કાર્ય ભૂત;
જ્યમ પટ કાર્ય ને કારણ સૂત.
અખા જાણ અરૂપી વડે,
એમ જોતાં અનુભવ નીમડે. ૩૯૩

એમ જાણ્યા વિના ઠાલા સહુ,
ઘણાં આચરણ આચરજો બહુ.
સર્વે સ્વપ્નાંતરના ભોગ,
જપ તપ સંયમ સાધન જોગ.
કહે અખો જે ખરો જાગશે,
તેને એવો અનુભવ હશે. ૩૯૪

પિંડને લેખે છે બ્રહ્માંડ,
બ્રહ્મા આદિ કીટ પતંગ.
પ્રાક્રમ વિષે અદકુંન્યૂન હોય,
પણ કારણ પ્રત્યે સમતા સ્હોય.
અખા એ અનુભવ હદે રાખ,
જેની ભાગવત ગીતા પૂરે સાખ. ૪૬૧

સામો કો દુઃખદાતા નથી,
જ્યમ તાળી નવ પડે એકહથી.

સ્વપ્ને દીસે નર અનંત,
તે જ્યમ અછતા પ્રગટે જંત.
અખા વસ્તુપણે જાગશે,
તેને એવો અનુભવ હશે. ૬૨૩

સમજ્યું તે અણસમજ્યું થાય,
અણસમજ્યું સરખું સમજાય.
એની કો દેવા નહિ સાખ,
અનુભવ ઊપન્યો તેને દાખ.
નિજ ઘર વર્તા જે કો હશે,
અખા તે એમાં પહોંચશે. ૬૨૭

અનુભવી આગળ વાદ જ વદે,
ઊંટ આગળ જ્યમ પાળો ખદે.
ઊંટ તણાં આપ્યાં મેલાણ,
પાળાના તો છૂટે પ્રાણ.
અખા અનુભવી ઈશ્વરનું રૂપ,
તો સાગર આગળ શું કૂદે કૂપ! ૬૩૪

આવી નગરમાં લાગી લાય,
પંખીને શો ધોખો થાય?
ઉંદર બિચારા કરે શોર,
જેને નહિ ઊડવાનું જોર.
અખા જ્ઞાની ભવથી ક્યમ ડરે?
જેની અનુભવ-પાંખ આકાશે ફરે! ૬૩૫

મોટી તાણ છે પંથ જ તણી,
નથી જાજ્વા એક છે ધણી.

પોતાના ઇષ્ટની પાળવી ટેક,
સકળ ઇષ્ટનો અધિપતિ એક.
જેમ રાજા એક ને પ્રજા જૂજવી,
અખો એ રીતે જુએ **અનુભવી.** ૬૮૭

વસે વેગળા મર સમજુ સજ્જન,
તોયે ત્યાંથી અર્પે મન.
પ્રપંચ રીતે ન રાચો ભાઈ,
એવી પરાપારની છે સગાઈ.
એમ **અનુભવી** અનુભવીને લખે,
અળગો રે વીધાણો પખે. ૭૦૧

નવનીત કમાયો જુગતે કરી,
જેમ દેહ–આતમાવાદિયે ઓળખ્યા હરિ.
તે વિવેકી સદ્‌ગુરુએ વલોવ્યું,
નવનીત નરાળું પામ્યો તદા.
અનુભવ અગ્ન્યે કીધું તૂપ,
અખા ભાળ એ બ્રહ્મસ્વરૂપ. ૭૪૨

## પરિશિષ્ટ ૩

ભાણુદાસકૃત

# અજગર-અવધૂત સંવાદ

ઉત્તમ વાણી ઓચર્યા, અજગરને અવધૂત;
સાંભળ સાધ! કહું તુને, (એક) અકળ કથા અદ્ભુત. ૧

સાર તણું એ સાર છે, ઉપનિષદનો અર્થ;
ગુહ્ય થકી તે ગુહ્ય છે, ગ્રહેશે તે સમરથ. ૨

રજની ને દિવસ નહીં, આઠે તણો કો કાળ;
બંધ મોક્ષ તે કલ્પના, તું કેવલ વસ્તુ વિચાર. ૩

બંધ મોક્ષ કેને કહું, એ વસ્તુ નિરંતર સોય;
વાચારંભણ જીવ છે, જેમ દીસે મૃગતોય. ૪

હું નથી, આ તું નથી, નથી નથી જગત સંસાર;
મૃગજળ સરખા માનજે, જે દીસે આકાર. ૫

પુણ્ય પાપ એકે નથી, નથી ધર્મ અધર્મ;
જન્મ મરણ એકે નથી, (વળી) બંધ મોક્ષ તે ભર્મ. ૬

અનુભવ દાખે રૂપનો, એ સ્થૂલ પદારથ હોય;
દ્વિપદ આદિ ચરાચરે, (એ) સ્વપ્ન સરીખા સોય. ૭

## ચોપાઈ

ર્ગ અર્થ મુક્તિ ને કામ, દ્વિપદ આદિ ચરાચર નામ.
ારા મનની છૂટી આશ, મૃગતૃષ્ણા માનો આભાસ. ૮

સકલ ધ્યાન મેં તજિયાં રાય, કર્મ શુભાશુભ જે કહેવાય.
યાગ તણો મેં ત્યાગ જ કર્યો, અને મેલ કખા મનનો ઊતર્યો. ૯

એ તો સુખ મેં કહ્યું નવ જાય, મગન થયો અમૃત ફલ માંય.
એ સમઝે સહુકો સમજાય, અર્થલાભ સંતોષે થાય. ૧૦

આપે આપ રહ્યા પદ એક, હું તું જગત નથી વર્ણા ઉેક.
ચારે ઘાલે કગમ કહેવાય, જિહ્વાથી કહ્યું નવ જાય. ૧૧

જ્યમ કાલો સાકર ભાવે ખાય, તેહનો સ્વાદ કહ્યો નવ જાય.
ઉત્તમ સ્વપ્ન ગુંગાને હતુ, (કંઈક) કોટિ સ્વર્ગતણું સુખ લહ્યું. ૧૨

હર્ષભર્યો મન જાગ્યો સહી, (પછે) મનમાં આનંદ પામ્યો અહિં.
તે કહેવા ઘણું યે આ ગમે, (પછે) મનમાંનો મનમાં વિસમે. ૧૩

ધાવે વત્સ અમાને ઘણું, પૂંછ હલાવે પોતા તણું.
તેનું સુખ તે તેઉ જ લહે, પછે મહાપુરુષ રાજાને કહે. ૧૪

કયમ કહું કયમ કહું કયમ કહું ભૂપ, એઆદિ અનુપમ અકળ સ્વરૂપ.
એકે ઉપમા દેવા નથી, સત્ય સત્ય મેં વાણી કથી. ૧૫

વાણી વિના હું બોલું સાર, તુરીયાતીત અપરંપાર.
એ બોલો એ બોલો રાય, એ મોટી સમસ્યા કહેવાય. ૧૬

હવે કહેવાને હારી વાણ, એક કલાંથી લોક વળો જાણ.
મનના કલ્પ્યા ચૌદ લોક, શ્રોતા વક્તા બન્ને ફોક. ૧૭

કયમ કહું કયમ કહું કયમ કહું રાય, તું મૌન ગ્રહી જોને મનમાંય.
મન જોતાં મન જાશે ટળી, એટલા ઉપર શું છે વળી? ૧૮

કોણ કહે ને કોણ સાંભળે, આપે આપ નિરંજન મળે.
નિરંજનનો એ નિર્ધાર, સત્ય સત્ય એ વારંવાર. ૧૯

શાસ્ત્ર પુરાણ નથી જ્યાં વેદ, મારું તારું ન મળે ભેદ.
કર્મ કાયા છાયા નહિ ધૂપ, રાજન રંક નથી કો ભૂપ. ૨૦

સુખ ને દુઃખ લગારે નથી, મૂરખ પંડિત નહિ કો જતિ.
કો જ નથી જે કરે અહંકાર, આપે આપ નિરંજન સાર. ૨૧

તે તો નથી રે લગારે દૂર, આપે આપ રહ્યા ભરપૂર.
સૂર્યમંડળને દિવસ નહિ રાત, વર્ણ ચાર એકે નહિ જાત. ૨૨

ત્યાંહાં નથી એકે આશ્રમ, જ્ઞાન વિજ્ઞાન નહીં એ ભ્રમ.
સૂર્યમંડલ વિષે એની જ્યોત. ચંદ્ર વિષે એનો ઉદ્યોત. ૨૩

અગ્નિ વિષે એનો પરકાશ, એને કોનો નહિ આભાસ.
ચંદ્રસૂર્ય વડે નવ દેખાય, અગ્નિ વડે દર્શન નવ થાય. ૨૪

એને એ જ વડે શોધિયે, જ્યમ હીરે હીરો વેધિયે.
તેના તેજ વડે તે દેખિયે, (બીજે) કોટિ પ્રકારે નવ પેખિયે. ૨૫

સાંભળ સાચું કહું મુક્તાનંદ, તું છે સાધુ શિરોમણિ સંત.
સાચું પ્રશ્ન મુજ સારે કર્યું, માટે તુજને કહેવું પડ્યું. ૨૬

હું પલટાતાં તે હું થયો, તે પલટાતાં હું તે રહ્યો.
એવી બુદ્ધિ કરો હરિદાસ, આ સઘળો એનો પરકાશ. ૪૬

તે તે તું ને તું તે તેહ, હાવે હદ વાળી રહ્યું એહ.
વાંઝણીએ જન્મ્યો એક પુત્ર, તે દેશવિદેશ ચલાવે સૂત્ર. ૪૭

એક સમે તે થયો અસવાર, સસા સંગ ધનુષ હથિયાર.
અણુજન્મ્યો માળી આવિયો, વ્યોમતણું તે પુષ્પ લાવિયો. ૪૮

તે લઈને મસ્તક તે ધર્યાં, મૃગજલમાંહિ મજ્જન કર્યાં.
ચર્ણ વિના ચહુદિશે ફરે, વદન વના બહુ વાતો કરે. ૪૯

વળી વળી અનુપમ વાત, અમાસની અંધારી રાત.
સોળ કળા લઈ ઊગ્યો ચંદ, ત્યાં અજવાળું દેખે અંધ. ૫૦

કહેવા માત્ર એ વચન જ રાય, એમ કદાપિ કચમે નવ થાય.
જેમ છે વચન એ મિથ્યારોપ, તેમ એ જગત નથી સંસાર. ૫૧

હું નહિ, તું નહિ, નહિ લોક, જે દીસે છે તે સર્વે ફોક.
સત્ય સ્વરૂપ રહ્યા ઝળહળી, વાણી વેદ કો ન શકે કળી. ૫૨

સાચાનો સઘળો પરકાશ, કર જોડીને કહે ભાણદાસ. ૫૩

ક્ષણભંગુરં એ ખોટી કાય, વાત કરંતાં ફીટી જાય.
જેમ ઝળકી જાયે વીજળી, જળ પરપોટો ફૂટે વળી. ૩૬

ફૂપો કાચનો ઠબકે ટળે, તેમ એ પંડ પલકમાં પડે.
ધૃત માખણ-કેરી પૂતળી, તાપ મળે જાયે ઓગળી. ૩૭

ધૃત પોતાને રૂપે થાય, ઘટે વધે નવ આવે જાય.
એવો અંતર્યામી દેહ જ થયો,
(અને) દેહ ગળતાં એ આત્મા રહ્યો. ૩૮

પિંડ બ્રહ્માંડ આત્માથી થયાં, (અને) આત્માને વિષે વળગી રહ્યાં.
તે માટે એ પિંડ બ્રહ્માંડ, એક આત્મા અખિલ બ્રહ્માંડ. ૩૯

વ્યાપક રૂપ સનાતન સાર, પૂરણ બ્રહ્મ અપરંપાર.
ઉત્પત્તિ સ્થિતિ જલમાં હોય, જલ-લહરી દ્દષ્ટાંતે જોય. ૪૦

લહરી થાતાં જળ નવ ટળે, લય પામે લહરી જળ ભલે.
લહરી જળનો એહ વિચાર, એમ જાણજે રાય નિર્ધાર. ૪૧

(પછે) મહાપુરુષ રાજાને કહે, જેમ છે તેમનું તેમ તું ગ્રહે.
ઉમેરવા ઓસારવા નથી, વીણામણ નવ લાધે રતી. ૪૨

નારિકેલ ફલ સાકર તણું બાહ્યાભ્યંતર મીઠું ઘણું.
મીઠું પણ મીઠી ગોટલી, મીઠી ઉપરની ચોટલી. ૪૩

બાંધું રૂંધ્યું સાકર જાણ, તે તું નિજ હૃદેમાં આણ.
એવો પિંડ-બ્રહ્માંડ તે બ્રહ્મસ્વરૂપ, અંતરમાં અવલોકો ભૂપ. ૪૪

સલગસૂત્ર રહ્યા છે રામ, હરિ વિના ઠાલો નહિ ઠામ.
ચૌદ લોકનો વ્યાપક જેહ, તે તે હું ને હું તે તેહ. ૪૫

હું પલટાતાં તે હું થયો, તે પલટાતાં હું તે રહ્યો.
એવી બુદ્ધિ કરો હરિદાસ, આ સઘળો એનો પરકાશ. ૪૬

તે તે તું ને તું તે તેહ, હાવે હદ વાળી રહું એહ.
વાંઝણીએ જન્મ્યો એક પુત્ર, તે દેશવિદેશ ચલાવે સૂત્ર. ૪૭

એક સમે તે થયો અસવાર, સસા સંગ ધનુષ હથિયાર.
અણુજન્મ્યો માળી આવિયો, વ્યોમતણું તે પુષ્પ લાવિયો. ૪૮

તે લઈને મસ્તક તે ધર્યાં, મૃગજલમાંહિ મજ્જન કર્યાં.
ચર્ણ વિના ચહુદિશે ફરે, વદન વના બહુ વાતો કરે. ૪૯

વળી વળી અનુપમ વાત, અમાસની અંધારી રાત.
સોળ કળા લઈ ઊગ્યો ચંદ, ત્યાં અજવાળું દેખે અંધ. ૫૦

કહેવા માત્ર એ વચન જ રાવ, એમ કદાપિ ક્યમે નવ થાય.
જેમ છે વચન એ મિથ્યારોપ, તેમ એ જગત નથી સંસાર. ૫૧

હું નહિ, તું નહિ, નહિ લોક, જે દીસે છે તે સર્વે ફોક.
સત્ય સ્વરૂપ રહ્યા ઝળહળી, વાણી વેદ કો ન શકે કળી. ૫૨

સાચાનો સઘળો પરકાશ, કર જોડીને કહે ભાણદાસ. ૫૩

## પરિશિષ્ટ ૪

# મોક્ષ

મોક્ષ શું? વસ્તુગતિ યથાર્થ સમજવી તે મોક્ષ. અધ્યાસ, જે મિથ્યા છે, તે બંધરૂપ છે. એ બંધનો ભંગ તે મોક્ષ. વસ્તુગતિ જ મોક્ષરૂપ છે, તેમાં જે બંધ સમજાય છે એટલું ખોટું છે. મોક્ષ એવું કાંઈ નવું પામવાનું નથી, કે પેદા કરવાનું નથી. મોક્ષ એ તો સ્વતઃસિદ્ધ વસ્તુગતિ જ છે. નથી સમજાતું એટલું મોક્ષ ન હોવાપણું છે. એ જ વાત કંઠમણિન્યાયથી વેદાંતીઓ સમજાવે છે. કંઠે મણિનો હાર છે, પણ તે ભૂલી જવાયો છે, જાણવામાં નથી, તેથી તેને શોધવાનું મન થાય છે, ને નથી એમ માની દુઃખી થવાય છે. ગળામાં છે એવું જ્ઞાન થતાં જે માનેલું દુઃખ હતું તે ટળી જાય છે. એમ વસ્તુગતિરૂપ મોક્ષ તે સ્વતઃસિદ્ધ સર્વદા સર્વનો થયેલો જ છે, પણ અજ્ઞાનને લીધે તે સમજાતું નથી, ને દુઃખ મનાય છે, એટલે મોક્ષ પામવાને માટે ફાંફાં મરાય છે. જ્ઞાન થવાથી મોક્ષ સમજાય છે, થતો નથી. માટે જ્ઞાન એ જ કર્તવ્ય છે. જ્ઞાન થાય એટલું જ કર્મ, શાસ્ત્ર, સર્વનું કર્તવ્ય છે. બાકી વાસ્તવિક તો ગુરુ શિષ્ય શાસ્ત્ર સર્વ નકામાં જ છે. બહુ શબ્દોમાં ગુંચવાવું એ વાચોવિગ્લાપન છે એમ બૃહદારણ્યકમાં કહ્યું છે.

સર્વમય બ્રહ્મજ્ઞાન થાય, જીવભાવે જે પરિચ્છેદ વા અધ્યાસ છે તેનો ભંગ થઈ એકાકારતા સમજાય એ જ મોક્ષ. એક બ્રહ્મના જ જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે. કેમકે બ્રહ્મ એટલે જ્ઞાન. તેથી અતિરિક્ત કશું છે જ નહિ, બધું તેના વિવર્તરૂપ છે, એટલે તે એક સમજાય તો સર્વ સમજાય...

વાસ્તવિક રીતે પિંડ બ્રહ્માંડનું ઐક્ય જ છે; તેમાં વિક્ષેપ કરનાર ચિત્તવૃત્તિ છે. ચિત્ત એટલે વસ્તુઓમાં મારાપણું અર્પવારૂપ મનોધર્મ, ને અહંકાર એટલે તે મારાપણાને હુંપણા સાથે યોજવાનો મનોધર્મ. એ ઉભય માણસને–જીવમાત્રને–બંધરૂપ છે. તેમને લીધે પિંડબ્રહ્માંડની એકતા વારંવાર ભાગે છે, ને દુઃખ, ક્લેશ, રોગાદિ સંભવે છે. એ બેને મારવાં એ જ મોક્ષ. એ ચિત્તને મારવાનું નામ સમાધિ...પિંડબ્રહ્માંડની એકતા સ્વતઃસિદ્ધ થાય એ જ સમાધિ, એ જ રાજયોગ, એ જ કૈવલ્ય, એ જ મોક્ષ. તે ગમે તે વખતે પણ પ્રાપ્ત થઈ જ શકે. એ જ પ્રમાણે સર્વથા વસ્તુગતિ જ છે, પણ તેને આપણું અજ્ઞાન માત્ર રોકે છે, ચિત્તવિક્ષેપ પેદા કરે છે. એ ચિત્ત જ્યારે નિયમાય ત્યારે મોક્ષ. જો મરતા પહેલાં તેમ થાય તો જીવન્મુક્તિ કહેવાય.

—મ. ન. દ્વિવેદી કૃત
'સિદ્ધાંત–સાર'માંથી

# ઈશ્વર અને જગત

"ઈશ્વર ખરેખર એક જ છે, અદ્વિતીય છે. તે અગમ્ય, અજ્ઞેય તથા મનુષ્યજાતિના ઘણા મોટા ભાગને અજ્ઞાત છે. એ સર્વ-વ્યાપી છે. આંખ વિના જુએ છે, કાન વિના સાંભળે છે. એ નિરાકાર છે, અને અભેદ છે. એ અજન્મા છે, એને માતા નથી, પિતા નથી, સંતતિ નથી. છતાં તે પોતાને પિતા, માતા, સ્ત્રી અને બાળકના સ્વરૂપમાં પૂજવા દે છે; તે તો પોતાને પથરા અથવા કોઈ પણ જડ પદાર્થના સ્વરૂપમાં પૂજવા દે છે. જોકે આમાંની એકે વસ્તુ તે નથી. તે ઝાલ્યો ઝલાતો નથી. આપણે સમજીએ તો તે આપણી પાસે જ બેઠો છે. તેની સર્વવ્યાપકતા આપણે સમજવા ન માગીએ, તો તે દૂર ને દૂર જ છે."

× × ×

"દેહધારી જ્યારે ઈશ્વરનું સ્તવન કરવા બેસે છે, ત્યારે એને પોતાને ઠીક લાગે તેવો કલ્પે છે. તેની કલ્પનાનો ઈશ્વર તેને સારુ તો છે જ. નિરાકાર, નિર્ગુણ ઈશ્વરની પ્રાર્થના ઉચ્ચારતાં જ તેનામાં ગુણનું આરોપણ થાય છે. ગુણ પણ આકાર જ છે. ખરો ઈશ્વર વર્ણનાતીત છે, વાચાતીત છે. પણ પામર મનુષ્યને આધાર માત્ર પોતાની કલ્પનાનો છે. તેથી તે તરે છે, તેથી તે મરે પણ ખરો. ઈશ્વરને વિષે જે વિશેષણ શુદ્ધ હેતુથી માનીને ગાઓ તે તમારે સારુ ખરાં છે, ને મૂળમાં ખોટાં તો છે જ, કેમ કે તેને સારુ એકે વિશેષણ પૂરતું નથી."

"જગત વિચિત્ર છે એ સાચું, પણ વિચિત્રતા એટલે અસમાનતા કે અસ્પૃશ્યતા નથી. હાથી અને કીડી વિચિત્ર છે,

એમની વચ્ચે ભેદ છે. છતાં ભગવાને કહ્યું છે કે મારી દૃષ્ટિએ બંને સરખાં છે. અદષ્ટ પ્રાણ, આત્મા એક છે. આત્મારૂપે તેઓ એક છે, શરીરરૂપે જુદાં છે. હાથી ને કીડીમાં કોઈ ઊંચું નથી ને કોઈ નીચું નથી. ઊંચનીચભાવ ભુલાવવો એ ધર્મનું કામ છે. વિચિત્રતામાં એક ચિત્ર જોવું, ભેદમાં અભેદ જોવો એ મનુષ્યનો ને ધર્મનો અંતિમ આદર્શ છે."

× × ×

'જગતમાં દેખીએ છીએ કે જીવન મૃત્યુનું યુદ્ધ ચાલ્યાં જ કરે છે, પણ બંનેનો સરવાળો મૃત્યુ નથી પણ જીવન છે. બીજા માટે મરવું એ પ્રેમની પરાકાષ્ઠા છે, અને એનું શાસ્ત્રીય નામ 'અહિંસા' છે. અહિંસા જ સર્વવ્યાપક ધર્મ છે. આપણે મૃત્યુના મુખમાં પડ્યા છીએ એમ કહી શકીએ. જગતમાં નાશ નાશ જ થઈ રહ્યો છે, છતાં પ્રાણી જીવતા રહે છે; અને જ્યાં સુધી ઈશ્વરનું અસ્તિત્વ છે ત્યાં સુધી તેની માયા-લીલાનું અસ્તિત્વ છે. જગતમાં નિર્લેપ થઈને રહેવાનો એક જ મહાનિયમ છે."

—ગાંધીજી

સર્વ સુખની સીમા છે જ્ઞાન, જ્યમ 'સકળ તેજનું' આલય ભાણ.
જ્ઞાન વિના ભક્તિ નવ થાય, જ્યમ ચક્ષુહીણો જ્યાં ત્યાં અથડાય.
જે નર દેખે સઘળે હરિ, પૂરણ ભક્તિ તાં તેણે કરી.
જ્યાં જેવો ત્યાં તેવો રામ, અખા સઘળાં એનાં નામ.
જે બોલે ચાલે ને સાંભળે, કરતો થકો કેમાં નવ ભળે,
નરનારી નપુંસક લિંગ, જલચર સ્થલચર ખેચર અંગ.
કર્તા હર્તા ભર્તા જેહ, અખા ભક્ત તે જે જાણે એહ.
અખિલ જગત મૂર્તિ રામની, તેમાં જ્ઞાનીની મૂર્તિ તે છે કામની
સોળે અંગે હરિ જ્ઞાનીને હૃદે, જેની વાણી બીજું નવ વદે.
તે માટે હરિજન સ્વેં હરિ, અખા રખે કો પૂછો ફરી.
અખો તેહને મોટા વદે, જેને રામ રમે છે હૃદે.
હરિ ભજતાં જોઈએ હેત પ્રીત, માંહે આતુરતા સંતની રીત.
સદ્ગુરુનું શરણ ગ્રહેવું ખપે, હરિને કાજે મન બહુ તપે
તે નર હરિને પામે વેદ, અખા એ ભજવાનો ભેદ.
હરિની ઇચ્છાએ હરિ મળે, તે અખા અંતરથી ગળે.
અખા હરિ જેને મળનારા થાય, તો ન ગણે ઊંચનીચ રંકરાય.
કુળ અધિકાર અધ્યયન ચાતુરી, પાપ મૂર્ખતા ન જુએ હરિ.
એમ જાણે તે હરિનો જન, જે મારે પોતે કર્યાં મન!
દેહ તો હરિની ઇચ્છાએ થયો, અને અણજતો હું માંહે આવી ગયો.
તારું કર્યું ને તું છે નાથ, એમ જાણી અખા આડક હાથ.
ભલું જાણે તો હરિમાં ભળ, વાંકો જાતો વાટે વળ.
પ્રભુ પામેવા મારગ એક, સદ્ગુરૂ શરણે જ્ઞાન વિવેક.
આદરવો આતમ અભ્યાસ, અખા સભાળો જે આપણ પાસ.
નિષ્કર્મ થઈ નર હરિને જાણ, તો અખા ટળશે તુજ તાણ.

'અખાના છપ્પા'માંથી